"હું પૂજ્ય શારદાબ્હેનના સમાગમમાં આવ્યો છું, અને જેમ જેમ તેમના પરિચયમાં હું વધુ આવ્યો, તેમ તેમ તેમના તરફનો મારો પૂજ્યભાવ વધતો ગયો છે. અસલના સમયની સતી સ્ત્રીઓ કેવી હશે તેનો મને તેમના જીવન ઉપરથી ખ્યાલ આવ્યો છે. પહેલાં મેં તેમનાં દર્શન કર્યાં ત્યારે મને દમયન્તીનું ભાન થયું. × × × ×

કઠણ થવાને પ્રસંગે પણ તેઓ સ્મિતહાસ્યથી વાત કરે છે, આવા તેમના વર્તનથી દરેક તેમના પંજામાં આવી જાય છે.

શારદાબ્હેનનો ગૃહસ્થાશ્રમ પણ આદર્શરૂપ છે. તેઓ પોતાનાં બાળકોને કેવી રિતે કેળવે છે તે જોઈ અનુકરણ કરવા જોગ છે. × × ×

મને હજુ પણ થાય છે

વેશ કરું અને હજુ વ્રા

# હૃદયતરંગ.

## "પ્રેમ-દયાગ"



રચનાર અને પ્રકાશક,

**ડાહ્યાભાઈ લક્ષ્મણભાઈ પટેલ.**

શ્રીમતી શારદા સુમન્ત મહેતા
બિ. એ. એ લખેલા

અવતરણ અને

રા. રા. હીરાલાલ ત્રિભોવનદાસ પારેખ
બિ. એ. એ લખેલા

કાવ્યપરિચય સહિત.



વિ. સં. ૧૯૭૬. ઇ. સ. ૧૯૨૦.



કિંમત ચૌદ આના.

# અવતરણ.



સાહિત્યપ્રિય જનોને ગ્રન્થકારના જીવનમાટે સ્વાભાવિક જિજ્ઞાસા થાય છે. તે જિજ્ઞાસા તૃપ્ત કરવાને તેમજ આ ન્હાનાશા ગ્રન્થમાં જે જે કવિતપુષ્પોની ગુંથણી થઈ છે તેની કાંઈક માહિતી આપવાને અર્થે આ અવતરણ, લખવામાં આવ્યું છે.

"**બન્ધુસમાજ**" નું નામ ગુજરાતી વાચક વર્ગમાં ઘણું જાણીતું છે. એ મંડળના ઉત્સાહી સભ્યોએ દેશસેવામાં અનેક રીતે ભાગ લીધો છે. "**સુન્દરી સુબોધ**" માસિકે આપણી સ્ત્રીઓની જે અપૂર્વ સેવા કરી છે તે કહેવાની અગત્ય નથી. હિન્દુ સમાજના અનેક સાંસારિક પ્રશ્નો સંબંધી, યાત્રાનાં સ્થળોના રસાત્મક વર્ણનવાળી નવલકથાઓ, રસિક તેમજ દેશભક્તિના શિક્ષણવાળી ગરબીઓ તથા કેટલાક ઉત્તમ કાવ્યો આ મંડળ તરફથીજ ગુજરાતને મળ્યાં છે. સરળ સાદી ભાષામાં ગ્રામ્ય પ્રસંગો, ગ્રામ્ય પ્રદેશો, ગ્રામ્યજનના આચાર વિચાર દર્શાવતાં કાવ્યોની પહેલ આ મંડળ તરફથીજ થઈ છે. રા. સુમન્તનું "ગોપિકા" નામનું કાવ્ય—

દોહી રૂપાળોં મધુરી મુજ ગાવડીયું
ને દુધડાં મિઠલડાં ભરી તામડીયું,

ચારો નીરી, ધણ મહિં મુકી ધેન ચાલી
જાશું રૂડાં જળ હવે જમનાજી આલી.

* * * * *

સંસાર ઉપવનમાં, ગૃહકુંજ શોભે
કર્તવ્યધેનુ પય અમૃત શું મધુ દે;
પ્રીતિ પનોતું શુભ સ્નેહી કુટુમ્બ રાજે
ત્યાં યે સદા સતી હૃદે પતિ વેણ ગાજે.

આ પ્રકારના કાવ્યનું દૃષ્ટાન્ત છે. તેમજ આ સંગ્રહમાં "**દૂધ ને રોટલાની મઝા**" નામનું એક કાવ્ય છે તેમાં આ નવીનતા પ્રતીત થશે. આ પ્રકારના કાવ્યમાટે **રા.** ભાઈ **હિમ્મતલાલ અંજારિયા** કહે છે કે "દૂધ ને રોટલો અને ગોપિકા, એ બે તદ્દન ન્યારીજ રીતિનાં કાવ્યો છે. સખેદ જણાવવું પડેછે કે આવા પ્રયાસો બહુજ ગણ્યા ગાંઠાછે. આવાં કાવ્યોને "**ગોપકાવ્ય**" નામ અપાય છે. આપણામાં શ્રીકૃષ્ણ સંબંધનાં કાવ્યો–તેની ગોકુળ મથુરાની લીલાનું વર્ણન કરનારાં કાવ્યો—એક અંશે ગોપકાવ્યો કહી શકાય. પરન્તુ તે કાવ્યોમાં ગોવાળીઆની એક દિવસની જીંદગીનું વર્ણન અથવા તો તેની જીંદગીના અમુક પ્રસંગનું વર્ણન હોતું નથી. ખરાં ગોપકાવ્યો તો તે હકીકતથી આપણને પરિચિત વસ્તુમાંથી ઉત્તમ આનંદ શક્તિ આપવાના હેતુથી શરૂ થાય છે. * * * આપણામાંથી તો ગામડાંની રહેણીકરણીનો ઘણાને અનુભવ હોય છે.

કુદરત સાથે નિકટ સંબંધમાં ઘણા આવેલા છે છતાં કાંઈ પણ કોઈ લેખકની કલમથી લખાતું નથી એ ખરેખર શોચનીય છે. નર્મદાશંકરે કેટલાક પ્રયાસો કર્યા હતા પણ તેથી કાવ્યભંડારમાં સારો વધારો થયો એ કોઈ કહેશે નહિ. આશા છે કે આવાં કાવ્યોના વાચન પછી આપણા જુવાન લેખકો આ વિષય તરફ લક્ષ ખેંચશે અને પોતાના લેખોમાં નવીનતા દાખવશે.

આ પ્રમાણે અનેકધા સાહિત્યની સેવા કરતા " **બન્ધુસમાજ** " માંના એક સભ્યની કલમથી આ કાવ્યમાલા–હૃદયતરંગ લખાઈ છે. રા. ભાઈ ડાહ્યાભાઈનાં છૂટક છૂટક કાવ્યો માસિકોમાં, વર્તમાનપત્રોમાં ઘણાં આવી ગયાં છે. "**સામાજિક સેવાના સન્માર્ગે** તથા **સંસારમાં સ્ત્રીની પદવી**" એ બે ગદ્ય પુસ્તકો પણ તેમનાંજ રચેલાં છે.

એક સામાન્ય કુટુમ્બમાં જન્મ લીધા છતાં ઘણી બાલ્યાવસ્થામાંજ સાહિત્યના સંસ્કાર તેમના પર પડેલા- એક અતિ સંસ્કૃત કુટુમ્બમાં તેમનો બાલ્યકાલ ગયેલો તથા યુવાવસ્થામાં વિદ્યાવિલાસી મિત્રોના સહવાસથી તેમની વૃત્તિ સાહિત્યસેવા તરફજ વળી. અને તેને પરિણામે હજી પણ ગુર્જર ગિરાની સેવા જેટલી બને છે તેટલી તે જરા પણ ધાંધળ વગર કરે છે.

પ્રસ્તુત પુસ્તકનાં કાવ્યોમાંનાં કેટલાંક ઉત્તમ અને કેટલાંક મધ્યમ કોટિનાં છે પરન્તુ તે સર્વમાં હૃદયના

ભાવ તથા લાગણીઓને સાદી રસિક ભાષામાં વર્ણવવામાં આવ્યાં છે અને કવિતાનો અર્થજ એ છે. અંતર્ભાવ પ્રેરિત તેજ ખરી કવિતા. પોતાના અનુભવથી ઉત્પન્ન થયેલા કવિના ભાવનું ચિત્ર એમાં આવવું જોઈએ. કવિતામાં ત્રણ પ્રકારના ગુણ હોવા જોઈએ. એક તો અનુકરણ, બીજું કલ્પના, અને ત્રીજું ચિત્તક્ષોભ. ચિત્તક્ષોભ જન્મ આપે છે. અનુકરણ અર્થ પૂરે છે અને કલ્પના શણગારે છે. તેમનાં પ્રમાણ કવિતાના પ્રકાર પ્રમાણે ફરે છે. કવિતા બે જાતની હોઈ શકે. પોતાના સંબંધી કહ્યું હોય તેવી અને બીજા સંબંધીની. પહેલી કવિતાને આત્મલક્ષી ને બીજીને પરલક્ષી કહેછે. બીજી કવિતાના ત્રણ વિભાગ થઈ શકે. સૃષ્ટિરચના, પ્રસંગ અને જનસ્વભાવ વિષે રચાયેલી. આ સંગ્રહમાં સર્વ પ્રકારનાં દૃષ્ટાન્ત મળી આવે છેઃ—

(૧)

નાના લીલા કંઇ લીમડેથી
અનિલ આવે નાચતો
મુજ તપ્ત ગ્લાનિગ્રસ્ત મનમાં
શાન્તિ મિઠ્ઠી રેડતો;
શાં સૂર્ય કેરાં કનકરંગે,
કિરણ આછાં શોભતાં
મુજ મન શરીરને જગવીને
ચૈતન્ય નૂતન અર્પતાં;

પૃષ્ઠ ૪૪–અંક ૨૭

( ૨ )

મનહર સરિતા કેરા સુખકર અંકમાં,
લપાય વેગે વ્હાલથી નિર્મળ નિર્ઝરો રે લોલ
પૃષ્ઠ ૪૧–અંક ૨૪

( ૩ )

જગ સકલ કેરાં આજ અન્તર
પૂર્ણ આનંદે દિસે,
સૌ જન તણાં ઉર માંહ્ય,
આશાઓ અભિનવ ઉછળે;
કર્તવ્ય, યશ, સુવિલાસના
વિધવિધ વિચાર તરંગમાં,
નરનારી બાળક હૃદયસૌખ્ય
થકીજ ઉભરાતાં હતાં
પૃષ્ઠ ૭૦–અંક ૩૯

( ૪ )

જે ન્હાય સુન્દર ગુલ સરીખા
ચિત્તહારી કપોલને,
જે જન ત્વરાએ મન ફુદાવે
જોઈ અધરપ્રવાલને;
નિજ ચિત્તવૃત્તિ કેરો અગ્નિ,
સતત સજીવન રાખવા,

નક્ષત્ર જેવાં નયનમાંથી
સદા ઇન્ધન ઇચ્છતા.

પૃષ્ઠ ૪૩–અંક ૨૬

આપણે પાશ્ચાત્ય કાવ્યોના સંગ્રહ રસપૂર્વક વાંચીએ છીએ. નિર્માલ્ય સંગ્રહ શાળામાં પાઠ કરાવીએ છીએ. પણ આપણા પોતાના દેશભાઈઓની સાદી ભાષાનો અનાદર કરીએ છીએ એ શોચનીય છે. આ વસ્તુસ્થિતિ દૂર થવી જોઈએ અને તેટલા માટેજ ઉછરતા કવિઓને, ઉત્સાહી યુવકોનાં કાર્યોને ઉત્તેજન મળવું જોઈએ. એ વાત તો સત્ય છે કે છેક નિર્માલ્ય કવિતાથી તો કચરોજ વધેછે પરન્તુ ઉત્તમ કોટિ અને કનિષ્ટ કોટિની વચ્ચે એક કોટિ રહેલી છે. તે વાતની ઘણીવાર વિસ્મૃતિ થાય છે અને સાહિત્યની ચર્ચામાં આ કોટિને સ્થાન મળતું નથી તેથી તે વર્ગનાં ગ્રંથકારોનો ઉત્સાહ ભંગ થઈ જાય છે અને તેથી પ્રગતિ પણ અટકે છે. તે અટકાવવાનું સાધન, ઉત્તમ કૃતિઓની સાથે, મધ્યમ કોટિની કૃતિઓને વિશેષ ઉત્તેજન આપવું તે છે.

“મ્હોટાં ન્હાનાં વધુ મ્હોટામાં તો ન્હાનાં પણ મોટાં
વ્યોમ દીપ રવિ નભ બિન્દુ, તો ઘર દીવડાં નહિ ખોટાં.”

અંગ્રેજી કવિઓની સાથેનો મુકાબલો વ્યર્થ છે કારણ કે મુકાબલો સરખી વસ્તુઓનોજ થઈ શકેછે.

બ્રહ્મભજન, ઈશ્વરયજન અને કૃષ્ણકીર્તન એજ ગુજરાતી ભાષાના કવિઓનો મુખ્ય વિષય છે તેને અંગે નીતિ અને કુદરતના બોધદાયક વિષયોનો સમાવેશ થાય છે. આ સંગ્રહમાં નીતિનું માહાત્મ્ય તથા પ્રભુપ્રેમ અનેક રીતે બતાવ્યાં છે.

તનમન તણી તલવાર ઘસી
ચળકાવીને આ વિશ્વમાં
અંધાર પડદો ચીરવો
છે તેજ ઉત્તમ જગતમાં.
સંકલ્પ જેના સત્ય ને
દૃઢતા થકી ભરપૂર છે,
પગલાં ભરેલાં જેમનાં
દૃષ્ટાન્ત લેવા યોગ્ય છે,
જનહિત ને સ્વાતંત્ર્યનાં
કાર્યો કરે ઉત્સાહથી
કદી દ્વેષથી નિંદાય તે પણ
છેજ ઉત્તમ સર્વથી.

સત્યનો પ્રેમ, પાપનો ડર નીચેની લીટીથી સ્પષ્ટ બતાવ્યો છે:—

કદી કાળ કૂડો ક્રૂરતાથી,
સ્નેહી છીનવી લઈ જશે

એ ડર થકી રડશો નહિ
રડશો નહિ કો દિન તમે.
પણ પાપકર્મો જો કરો,
આચાર નિર્મળ નવ રહે
તો તો રડો રડશો નહિ,
તો પણ કદી રડશો તમે.

" હું સત્યનો ને સત્ય મ્હારૂં સત્યથી હું પૂર્ણ ર્‌હો "

" ડરશો નહિ " એ આખું કાવ્ય પ્રભુ ઉપર દૃઢ શ્રદ્ધા શીખવે છે.

" લઈ લે કો જન દુષ્ટ ત્હમારી પાસથી,
ઐહિક ધનસંપત્તિ ને આનન્દ જો;
વિકલ થાવ કદી સ્નેહીના મૃત્યુ થકી
પણ નવ ડરશો, પ્રભુ તમારી પાસ છે."

વળી " પ્રભુનો પ્રેમ " એ આખી ગઝલ ઈશ્વરપ્રેમ અને શ્રદ્ધાના ભાવથી ભરપૂર છે.

" પ્રભુનો પ્રેમ ને શ્રદ્ધા સહુ સંકટ નિવારે છે,
અચલ આ પ્રેમને શ્રદ્ધા અભય ને ધૈર્ય અર્પે છે;

* * * * *

અતુલ આ પ્રેમ ને શ્રદ્ધા, દિયો સામર્થ્ય હમ્મેશાં,
અમોને, સત્ય, સુખ, સ્વાતંત્ર્યથી નિજ ભૂમિને ભરવા."



નમન કરી અભિમાની દુનિયા
હું મુજ શાંતિસદન જઉં,
તું નહિ મ્હારી, હું નહિ ત્હારો,
તુજને ત્યાગી જતો રહું;
દીર્ઘ કાલ હું ભટક્યો છું,
અસ્વસ્થ કરન્તા તુજ સમૂહે
સરિતાની નાની નૌકાએ,
જલધિપ્રયાણજ મેં કર્યું છે.
આજ એક તું કાલ અન્ય તું,
ક્ષણભર નવ હું સહન કરૂં;
નમનતાઇથી નમન કરી
અભિમાની દુનિયા જતો રહું.

* * * * *

સરલ શાન્ત આ મુજ મન્દિરે
સ્થિતિ ઉન્નત હું પ્રાપ્ત કરૂં;
મહતા કેરા મદથી છકેલાં,
મહારાજ્યને તુચ્છ ગણું.
લોકોના પાંડિત્ય અને
વૈભવની નવ દરકાર કરૂં,
હું જેમાં ઈશ્વરસંનિધિમાં
પરમાનંદે નિત્ય રહું—

શહેરોના મોહમય જીવન કરતાં ગામડાના સાદા, નિર્દોષ, અવિકારી જીવનને કવિ વધારે પ્રિય ગણે છે.

એજ દિશામાં એક સુન્દર ગરબો આખા સંગ્રહને શોભા આપે છે:—

શી સુન્દર ને સુખકાર અમારી પર્ણકુટી,
થઈ રહે સ્વર્ગ સંસાર, મલિનતા દૂર બધી;
મંદ વહે જ્યાં ઉજ્જવલ નિર્ઝર,
અભ્ર લઈ ઉત્સંગ રે,
આયુવર્ધક મીઠો વાયુ, સૂર્ય કરે છે સ્વચ્છ—
ઇત્યાદિ.

ઉપરનાં દૃષ્ટાન્ત ઉપરથી માલૂમ પડે છે કે આ સંગ્રહ રસિક વાચન પૂરૂં પાડે છે અને દરેક ખાનગી તેમ સાર્વજનિક પુસ્તકાલયમાં તે રાખવા જેવો છે.

રા. ડાહ્યાભાઈ આ પ્રમાણે ગુજરાતી સાહિત્યની ઉત્તમ પ્રકારની સેવા દિનપ્રતિદિન કરતા રહો એટલી ઈચ્છા દર્શાવીને આ અવતરણ સમાપ્ત કરવામાં આવેછે.

અમદાવાદ,
તા. ૧૭–૬–૧૯.

**સૌ. શારદા મહેતા.**

# રા. ડાહ્યાભાઈ અને તેમની કવિતાનો પરિચય.

નવું ગુજરાતી કાવ્યસાહિત્ય પ્રમાણમાં બહુ ઓછું છે. લાંબાં કાવ્યો તો ક્વચિત્ જ મળી આવે છે, અને ન્હાનાં કાવ્યોની સંખ્યા એટલી જૂજ હોય છે કે તે પરથી કવિની શક્તિ, વિચાર અને ભાવનાની પરીક્ષા અને તુલના કરવી એ ખરેખર દુર્ઘટ કાર્ય છે. તેમજ પ્રતિભાવાળા અને સમર્થ, પ્રથમ પંક્તિમાં મૂકી શકાય એવા મોટા કવિઓ તો ગણ્યાગાંઠ્યા છે, છતાં આનંદની વાત એ છે કે નવા કાવ્યસાહિત્યનો પ્રચાર દિનપ્રતિદિન વધતો જાય છે અને તે આદર પામે છે. અને તેમ થવાનું કારણ ખરી રીતે એ છે કે તે કવિતામાં વિષય, ભાવ, લાગણી, કલ્પના અને વિચારની નવીનતા, વિવિધતા, સ્વાભાવિકતા અને તેજ રહેલાં હોય છે. વળી માત્ર મનરંજન, ઉપદેશ અને જ્ઞાન એટલામાં તેનું કાર્યક્ષેત્ર પૂરૂં થતું નથી, પરંતુ તેનો પ્રદેશ અત્યંત વિશાળ અને વ્યાપક હોય છે, હૃદયના અને બુદ્ધિના ઊંડા અને ગૂઢ ભાગોમાં તે વિચરે છે. તેનું કલ્પનાનું પ્રાબલ્ય અને પ્રભાવ આહ્લાદક અને ઓજસભર્યો જણાય છે અને તે ભાવવાહી અને અર્થસૂચક હોય છે. સિવાય તેમાં મનુષ્ય સ્વભાવ અને હૃદયના ભાવ અને લાગણીનું સૂક્ષ્મ નિરીક્ષણ અને પૃથક્કરણ નજરે પડે છે અને સૃષ્ટિના દૃશ્યોનું વર્ણન અને આલેખન ખરેખર તાદૃશ્ય

અને ખેંચાણકારક માલુમ પડે છે. વિશેષમાં દરેક સારા કવિમાં તેનું વ્યક્તિત્વ સ્પષ્ટ રીતે ખીલી ઉઠે છે. અને તેને સમાજ પ્રતિ કંઈ સંદેશો કહેવાનો હોય છે. આ પ્રમાણે નવી કવિતાનાં લક્ષણો તારવી શકાય અને તે દૃષ્ટિયે આપણે રા. ડાહ્યાભાઈની કવિતાની સમાલોચના કરીશું.

પણ તે પૂર્વે આપણે તેમના જીવનની રૂપરેખા ઉપલકરીતે જોઈ લઈશું. તે માહિતી આવશ્યક છે; કારણ કે સામાન્યરીતે કવિજીવનની, તેની કવિતાપર સજજડ છાપ પડેલી હોય છે અને તે કવિતા યથાર્થ રીતે સમજવાને આ જ્ઞાન બેશક ઉપયોગી અને મદદ કર્તા થઈ પડે છે.

**રા.** ડાહ્યાભાઈનું વતનસ્થાન વડનગર છે. તે જાતે લેઉવા પાટીદાર છે. નોકરી અર્થે તેમના પિતા અમદાવાદમાં આવી વસ્યા હતા. તેમની સ્થિતિ સાવ ગરીબ હતી. પણ સારા કુટુંબમાં નોકરી મળ્યાથી તેમનું જીવન સુખી બન્યું હતું. ન્હાનપણથી નાગર જેવી ઉંચી કોમના ચાલુ સહવાસ અને એક કુલિન અને સુશિક્ષિત કુટુંબના સંગમાં ઉછર્યાથી **રા.** ડાહ્યાભાઈના જીવન પર અતિ સુંદર અને બહોળી અસર થયેલી છે. અને તેના પરિણામે તેમનું જીવન ઉન્નત, સંસ્કારી અને રસિક બન્યું છે, એમ કહેવામાં લેશપણ અતિશયોક્તિ નથી. આવી પરિસ્થિતિમાં હમેશ રહ્યાથી પોતાના પુત્રને સારી કેળવણી આપવી એ તેમના પિતાના દિલની

ઉંડી મુરાદ હતી, અને પ્રભુકૃપાથી તે બર આવી છે. રા. ડાહ્યાભાઈએ હાઈસ્કુલ સુધીનો ઇંગ્રેજીનો અભ્યાસ કર્યો છે અને યુનિવર્સિટી સ્કૂલ ફાઈનલની પરીક્ષા પણ પાસ કરેલી છે. આગળ કોલેજનું ઉંચું શિક્ષણ લઈ શકે એવી તેમની સ્થિતિ નહોતી. પણ સતત વાચન અને પ્રયત્નવડે એક ગ્રેજ્યુએટને માન અને જેબ આપે એટલું સારૂં જ્ઞાન તેમણે પ્રાપ્ત કર્યું છે. શાળા છોડ્યા બાદ કેટલોક સમય તે ગુજરાત વર્નાક્યુલર સોસાઈ-ટીમાં નોકરી રહ્યા હતા અને અહિં તેમણે કાયદાનો અભ્યાસ કરી વકીલાતની પરીક્ષા આપવા પ્રયાસ કર્યો હતો પણ નાદુરસ્ત તબીઅતની અસરથી તે અભિલાષ સફળ થયો નહિ. છેલ્લાં સત્તર વર્ષથી તે અમદાવાદના પ્રસિદ્ધ અઠવાડિક પત્ર "**ગુજરાતી પંચ**"ના સબ એડિટર–ઉપતંત્રી–તરીકે કામ કરે છે અને તે ક્ષેત્રમાં તેમણે સારી કીર્તિ અને નામના પ્રાપ્ત કર્યાં છે. પરંતુ તેના કરતાં એક સારા લેખક અને સાક્ષર તરીકે તેમનું નામ વધારે જાણીતું છે; અને તેમના પુસ્તકોનો પ્રચાર બહોળો થયેલો છે એટલુંજ નહિ પણ તે બધાંને ગુજ-રાતી સાહિત્યમાં ઉંચું અને કાયમનું સ્થાન મળ્યું છે. "**સંસારમાં સ્ત્રીની પદવી,**" "**સામાજિક સેવાના સન્માર્ગ**" એ પુસ્તકોથી કયો વાચક અજ્ઞાત છે? શુદ્ધ, સરળ અને સંસ્કારી લેખનશૈલી, અને નીતિપોષક, પ્રોત્સાહક અને ઉન્નત વિચાર અને ભાવના, તેમનાં પુસ્તકોમાં સ્પષ્ટ રીતે આ લેખાયલાં માલુમ પડે છે અને

તે તેમની કૃતિઓનાં વિશિષ્ટ લક્ષણો છે. તે સિવાય આ-પણે અહિં "જાત મહેનત" અને "સદ્વર્ત્તન" જેવાં નીતિપોષક પુસ્તકો રચાય તો તેમાં દૃષ્ટાંત તરીકે મૂકી શકાય એવું તેમનું ચારિત્ર્ય અને વર્તન છે. સ્વાશ્રયથી અને સતત ઉદ્યમ કરી તે સારી સ્થિતિયે પહોંચ્યા છે. વળી તેમની ખંત, ચિવટ અને નિયમિતપણાનું એક ઉદાહરણ નોંધવું બસ થશે. થોડાંક વર્ષોપર ડૉકટરોએ, તેમને એક પ્રકારનો ક્ષયરોગ લાગુ પડ્યોછે એમ જાહેર કરેલું અને વાસ્તવિક રીતે તેમની તબીઅત પણ ઘણી લથડી પડેલી પરંતુ આરોગ્યના નિયમોનું દૃઢ પાલન અને નિયમિત વ્યાયામથીજ તેમણે પોતાનું આયુષ્ય લંબાવ્યું છે અને અત્યારે તે સારી તન્દુરસ્ત ભોગવે છે; જે તેમની સંભાળ અને ખંતનું પરિણામ છે. તે પ્રમાણે તેમનું ચરિત સુંદર અને ઉચ્ચ નીતિભાવનાથી પોષાઈ ઘડાયું છે. અને તે ભાવનાઓ તેમના જીવનનું પ્રેરક બળ બનેલી છે. જગતનું બંધારણ અને શાસન નીતિપર રચાયું છે અને નીતિના સિદ્ધાંતોનો સર્વદા અને સર્વત્ર વિજય જ થાય છે. તો પછી નીતિની ભાવનાનું યથાર્થ પાલન અને અનુસરણ કરનારૂં તેમનું જીવન સુખી અને ઉન્નત બને તેમાં શું આશ્ચર્ય! અને તેના પરિણામે—આવા માનસિક બંધારણની અસરથી, તેમનાં કાવ્યોમાં નીતિ ભાવનાની મહત્તા અને શ્રેષ્ટતાનો ઉપદેશ ઠેરઠેર કરેલો દૃષ્ટિગોચર થાય છે. તેટલા વાસ્તેજ તેમનું લખાણ વધારે પસંદ કરવા જેવું અને આદરયોગ્ય છે.

એક પ્રસિદ્ધ અઠવાડિક પત્રના બાહોશ ઉપતંત્રી, અને એક પ્રતિષ્ઠિત સંસ્કારી લેખક હોવા ઉપરાંત તે એક સારા કવિ છે "નિર્ગુણ" ની સંજ્ઞા હેઠળ ગુજરાતી માસિકો અને પત્રોમાં તે પ્રસંગોપાત કાવ્ય લખી મોકલતાં અને તેની સાહિત્ય રસિકોમાં સારી ગણના અને કદર થયેલી અમને માલુમ છે. આ પ્રમાણે પ્રકટ થયેલાં તેમનાં કાવ્યો જૂદાં જૂદાં માસિકો અને પત્રોની ફાઈલોમાં છૂટક વેરાયલાં હતાં અને તેનો એકત્ર સંગ્રહ થવાની ખરી જરૂર હતી. નવાં કાવ્યસાહિત્યની મોટી મુશ્કેલી, ખરી રીતે એજ છે કે વાચક વર્ગને તે બધાં કાવ્યોનો સંપૂર્ણ અને સત્તાવાર (authentic) સંગ્રહ થઈ, પુસ્તકરૂપે જૂદા છપાવેલાં તે મળી શકતાં નથી. ઘણા એવા નવા કવિયો મળી આવશે કે જેમનાં કાવ્યો લોકપ્રિય થયેલાં હોય છે પરંતુ તેમની કૃતિયોનો એક સામટો સંગ્રહ થયેલો કેટલાક અપવાદ સિવાય ભાગ્યેજ મળી આવશે. આથી તેનું પરિણામ એ આવે છે કે તે સાહિત્યનો જોઈએ તેવો સારો પ્રચાર થતો નથી અને તેના વાચન અને અભ્યાસ માટે સાહિત્યના અભ્યાસકોને કેટલીક મુશ્કેલીઓ નડે છે. નવાં કાવ્યસાહિત્યની આવી વિચિત્ર સ્થિતિ થઈ પડે એ ખચિત ઇચ્છવાયોગ્ય નથી. એટલુંજ નહિ પણ તે મુશ્કેલી દૂર થવા ખાસ પ્રયાસ થવાની જરૂર છે. તે કારણથી **રા.** ડાહ્યાભાઈના કાવ્ય સંગ્રહની નોંધ લેતાં અમને આનંદ થાય છે. અને

આપણે એવી આશા રાખીશું કે અન્ય કવિબંધુઓ પણ આ પ્રમાણે તેમનાં કાવ્યોનો સંગ્રહ પ્રસિદ્ધ થવા તજવીજ કરશે. તેમણે પોતે રચેલાં કાવ્યોનો સંગ્રહ **"હૃદયતરંગ"** એ નામથી પ્રસિદ્ધ કર્યો છે. તેમાં જૂદા જૂદા પ્રસંગે લખાયલાં ૪૩ ન્હાનાં કાવ્યો આપ્યાં છે અને તે વિવિધ પ્રકારનાં, રમ્ય, ભાવવાહી અને બોધ-પ્રદ છે. વળી તેનું વાચન, પ્રોત્સાહક અને આનંદદા-યક, નીતિભાવનાને ઉત્તેજિત કરનારૂં છે; જે બેશક આવકારદાયક લેખાવું જોઈએ. અને જે ઉત્સાહ અને આશાથી તેમણે આ "પુષ્પમાળા" યોજી છે, તેવા સદ્‌ભાવ અને ઉમંગથી ઇચ્છીશું કે વાચક વર્ગ આપણે તેનો સત્કાર કરશે.

મુજ હૃદયપ્રેમથી ઉદ્‌ભવી<br>
ખરતાં કુસુમો વીણીને,<br>
ગુંથી પ્રીતે આ પુષ્પમાળા<br>
અર્પું અન્ધુ સ્વીકારજે. (કાવ્ય નં. ૧૩)

હવે આપણે તેમની કવિતા વિચારીએ. તે તપા-સતાં આપણે એટલું જોવું જોઈએ કે તે એ કાવ્યને આપણી સમક્ષ કેવા રૂપમાં રજુ કરે છે અને તેમનું શબ્દ–આલેખન અને તે પાછળ રહેલા વિચાર અને ભાવ, કેટલે અંશે અસરકારક અને ફતેહમંદ થયેલા છે વળી તે ચિત્રો કેવાં ભાવવાહી અને પ્રતિભાવાળાં છે

અને તે કવિતાનું સામાન્ય લક્ષણ અને સંદેશો શો છે, તેની નોંધ અને સ્પષ્ટીકરણ પણ થવું જોઈએ.

પ્રસ્તુત કાવ્યસંગ્રહનું પહેલું કાવ્ય જોઈયે, તેમાં કવિએ એક ગંભીર પ્રશ્ન ચર્ચ્યો છે. તે એ કે નીતિના સિદ્ધાંત સર્વોપરિ છે; અને તેનાં પરિણામ કદી વિફળ થતાં નથી. થોડા પણ સૂચક શબ્દોમાં કવિયે તે કથન નીચેની કડીમાં અસરકારક રીતે રજુ કર્યું છે:—

કદી કાળ કૂડો ક્રૂરતાથી
સ્નેહી છીનવી લઈ જશે,
એ ડર થકી રડશો નહિ
રડશો નહિ કો દિન તમે.
પણ પાપકર્મો જો કરો,
આચાર નિર્મળ નવ રહે,
તો તો રડો, રડશો નહિ.
તો પણ કદી રડશો તમે૦ (કાવ્ય નં. ૧)

જેમ નીતિના નિયમો સનાતન અને સત્ય છે, તેમ પ્રભુ પણ સર્વવ્યાપિ અને કૃપાળુ છે. અને તે સર્વદા આપણી નજદીક જ છે, વસે છે, એ પરિચિત પણ ગૂઢભાવ તેમણે " ડરશો નહિ " નામક કાવ્યમાં સુંદર રીતે ચિતર્યો છે.

ગ્રહતારા કદી નિજ પથ ત્યાગીને ફરે,
કદી પ્રલય આ પાપી વિશ્વનો થાય જો;
આ સમયે પણ પ્રભુ તમારી પાસ છે.
કહે તમને "આ રહ્યો" જરા ડરશો નહિ.
(કાવ્ય નં. ૧૨)

અને આ પરમાત્માની સર્વવ્યાપકતાનું ભાન તેમને સર્વત્ર પ્રભુનુંજ દર્શન કરાવે છે અને તેથી તે પ્રાર્થે છે કે,

જ્યાં જ્યાં ફરીએ ત્યાં ત્યાં
નિવાસ તુજ નજરે પડે રે,
દિવસે તેમજ રજનીતિમિરમાં
પણ તુજ ભાસ;
ત્હારું સ્મરણ નિર્મળું
અમ હૃદયે નિત્યે રહોરે. (કાવ્ય નં. ૧૫)

પરંતુ જગત્નો વ્યવહાર અને માર્ગ આપણે ધારીએ છીએ એટલાં સરળ નથી અને તેમાં અનેકવિધ કંટકો અને દુઃખ રહેલાં હોય છે. આવા આપત્તિના પ્રસંગોમાં, આપણને પ્રભુ એકલોજ આશ્વાસન અને શાન્તિ આપે છે. દરેક મનુષ્યે પ્રભુનું શરણ લેવું જોઈએ કેમકે તે અત્યંત દયાળુ છે, આ ભાવપૂર્ણ વિચારો કવિએ જુઓ, કેવી શ્રદ્ધા અને વિશ્વાસથી રજુ કર્યાછે.

"વિષમ દુઃખે દળાતાં ને પાડાતાં દીન હૃદયોને
પ્રભુનો પ્રેમ ને શ્રદ્ધા નવીન ચૈતન્ય અર્પે છે."
કાવ્ય નં. ૩૭

અને તે આગળ અન્ય સ્થળે જણાવે છે કે,
કોઈ સ્થળે નવ વિશ્રાંતિ અમને મળે,
પ્રભુ તુજ શરણે અમે આવીએ સર્વ જો

* * * * *

કેમકે અન્ધકારમય આ અવનીની ઉપરે
પ્રકાશ ત્હારો સત્ય સુપથ લઈ જાય જો;
જીવન મરણ ભય ઉપજાવે, યદિ હોય ના,
સન્મતિપ્રેરક સંરક્ષક તુજ પ્રેમ જો.
કાવ્ય નં. ૧૭

અને તેથી છેવટે યાચેછે કે—
સત્ય પ્રેમ ને શાન્તિના, રૂડા સુખકર સ્રોત,
વહો વિમળ અમ જીવનમાં, રહો ન ચિત્તે ક્ષોભ;
બની રહી શુદ્ધ, અમારાં હૃદય
નિત્ય તુજમાં વસો રે,
તજીએ તુજ કરૂણા થકી
અહંભાવ વિચાર,
રહે નવ "તું" "હું" ના કંઈ ભેદ
એક બનીએ સદા રે.
કાવ્ય નં. ૧૫.

આવી તેમની પ્રભુમાં—નીતિ અને ધર્મમાં—અચળ
શ્રદ્ધા હોવાથી, તે સર્વને બોધે છે કે,

ધર્મ થકી સૌ ઉદ્વેગોનો
વિનાશ થાયે છે તત્કાળ,
દુઃખ ભર્યું આ વિશ્વ બને છે,
સુખમય ઉજ્જવળ સ્વર્ગ સમાન.
(કાવ્ય નં. ૨૮)

અને સન્માર્ગે જે ચાલે તેને
આ દુનિયા છે સ્વર્ગ રે. કાવ્ય નં. ૩૦

* * * * *

પ્રભુ સર્વ ઈપ્સિત આપશે
પથ સત્યનો જો પકડશો (કાવ્ય નં. ૨૨)

તેટલા માટે હમેશ સ્મરણમાં રાખવા, તે એક મંત્ર શિખવે છે કે,

વિવિધ પ્રવૃત્તિ ને ઉદય અસ્તમાં રે લોલ
વિસરવા ન કદી વિશ્વનાથ, બ્હેનો અન્તરથી–
(કાવ્ય નં. ૩૧)

જેમના મનનું બંધારણ, આ પ્રમાણે ધર્મપરાયણ અને નીતિમય છે, તેમને સ્વાભાવિક રીતે દુનિયાના વૈભવ અને વિલાસ આકર્ષે નહિ; એટલુંજ નહિ પણ દુનિયાના છળ પ્રપંચ અને છળભેદ જોઈને તેમનું સાત્વિક હૃદય કંપી ઉઠે અને દુનિયાથી કંટાળે અને ત્રાસે, એ સ્પષ્ટ છે; તેથી કવિએ એક સ્થળે યોગ્ય કહ્યું છે કે,

" ધક્કા ખાતા ફીણની માફક
ઘણો કાળ હું અથડાયો,
હવે ન માનું દુનિયા તુજને
નમન કરીને આ ચાલ્યો." કાવ્ય નં. ૩

* * * * *

અને દુનિયાની આવી વિપરિત સ્થિતિ અનુભવી
તેમનું શંકાશીલ થયેલું મન પ્રશ્ન કરેછે કે,

" અન્યાય, જૂલમ, દુઃખ
ગરીબીથી જગત્ ઉદ્ધારવા,
પ્રભુની દયા ને ન્યાય કેરા,
સ્રોત સુંદર નિર્મળા,
ધનવાન્ ને અધિકારી અન્તર
ઉતરી નહિ અજવાળશે ?
કલ્યાણકર નિજ ધર્મપાલન,
શું જગત્ નહિ શીખશે ? (કાવ્ય નં. ૮)

પણ આવા દુઃખદ સંજોગોમાં ચલિત થવું નહિ
પણ કર્તવ્યપરાયણ રહેવું, જો કે દુનિયા ભલે એકદર
રહે, તે ઉપદેશ કવિ આપણને 'કોયલના' ટહુકાદ્વારા
બહુ સારી રીતે સમજાવે છેઃ—

" એકદર ન ત્હારી પિછાન કરે,
કંઠામૃતનો નવ સ્વાદ લહે.
નહિ તે તું ઉપેક્ષા હૃદય ધરે— હું ક્યમ વીસરૂં.

તું અધીરો નહિ, નવ ક્રોધ કરે,
તું વૈર વિના અતિ ઉત્સાહે;
તુજ ગાનધર્મે અનુરક્ત દિસે— હું ક્યમ વીસરૂં.
(કાવ્ય નં. ૨૯)

અને છેવટે માતાપ્રકૃતિનું દર્શન થતાં તે એટલું માગી લે છે કે,

"ચાહું શિષ્ય અને બાળકપદ,
રહેવું ત્હારી પાસ,
તુજ કાનન સુન્દર મન્દિરે
પ્રભુનાં દર્શન થાય.
જગતના વિવિધ વિષાદે
હારી અન્તે આવ્યો ત્હારી પાસ. કાવ્ય નં. ૪૧

આ પ્રમાણે મનોદશા પ્રાપ્ત થતાં, પુષ્પને સંબોધીને તે કથેછે કે,

"કદી જાણું ત્હને સહુ અંગ થકી,
પ્રભુને જનને તવ જાણું નકી." કાવ્ય નં. ૨૫

વળી તેમણે કેટલાંક શૃંગારનાં કાવ્યો લખ્યાં છે તે નિર્દોષ અને સુંદર ભાવવાળાં છે અને તે આપણને તેમની સંસ્કારી અને રસિક રસવૃત્તિનો ઉંચો ખ્યાલ આપેછે. જુઓ, ચુમ્બનનું વર્ણન તેમણે કેવી ખૂબીથી અને તાદૃશ્ય રીતે દોર્યું છે:—

મનહર મુગ્ધા, કંઈ બ્હીતું નહિ,
પ્રિય સુન્દરી, પ્રેક્ષક કોઈ નથી;
ચન્દ્રવદન ચતુરા, હે ! ત્હારૂં.
મોહિની, લાવ્ય સમીપ જરી,
સુન્દર અનુભવ આ, જો તું વળી.

................................

અંહ. આ શું—
પ્રિયે ! તે ચુમ્બન છે. કાવ્ય નં ૨૧

સિવાય ' પ્રિયતમનું સ્મરણ ' તેમને કેવું ઉશ્કેરે છે ! તે મનોભાવ નીચેની લીટીઓમાં સારી રીતે દર્શાવાયો છે:—

લોચન લલિત વિલોકતાં
ચઢતો અંગ સુરંગ—
દૃષ્ટિ પડતાં પલકમાં,
ધસતું મળવા મન;

* * * * *

ઉછાળા મારતા મનના
ઉમળકે હું તને મળતો,
વિવિધ વિલાસનિર્ઝરમાં
અલૌકિક સૌખ્યથી ન્હાતો કાવ્ય નં. ૪

તે પ્રમાણે " સુંદર સરિતા ' નું કરેલું વર્ણન પણ રમ્ય અને આકર્ષક બન્યું છે:—

" મુજ જન્મભૂમિ નગ ઉંચા,
વર્ષા ઉછેરે મૂજને,
નિર્મળ ઝરણ મુજ પારણું
જડિયું વિવિધ વનસૂન વડે.

*　*　*　*　*

નદી નામવાળા મુજ જીવનનો,
અન્ત હમણાં આવશે,
સાગર તણી વ્યક્તિ વિશે
આ અલ્પ વ્યક્તિ વિરમશે "　કાવ્ય નં. ૧૪

વળી બાળકની સુન્દરતા વિશે રસપૂર્ણ વિચાર અને ભાવ પ્રદર્શિત કરતાં તે કવે છે,

કો દિવ્ય, મંગલ ભૂમિના
ભણકાર માધુર્યે ભર્યા,
બાળકતણાં કાલાં અને
કોમળ વચન સ્મિત લાવતાં;
સ્મિત, શબ્દ સુન્દર, સુહૃદમાં,
સદ્‌ભાવને પ્રકટાવતા,
વિકસિત પ્રફુલ્લ બનાવી આન્તર
જીવનને અજવાળતા.　(કાવ્ય નં. ૪૩)

તેમજ **" બ્હેનોને " " સંકટમાં સ્ત્રીનું પતિવ્રત "** વગેરે કાવ્યો સ્ત્રીઓને ઉદ્દેશી લખાયાં છે. અને **" મંગલાષ્ટક "** કાવ્ય તો હમેશ લગ્નપ્રસંગે સ્ત્રીઓએ

ગાવા જેવું, ઉન્નત વિચાર અને ભાવનાથી ભરેલું છે. વળી બીજાં થોડાંક દેશભક્તિનાં અને પરચુરણ કાવ્યો છે, જે ઉંચી પ્રતિનાં અને આલ્હાદક છે.

આમ સમગ્ર કાવ્યસંગ્રહનું અવલોકન કરતાં, એટલું માલુમ પડે છે કે કવિએ જે ભાવ અને વિચાર પ્રદર્શિત કર્યા છે, તેની છાપ અને અસર સ્પષ્ટ રીતે વ્યક્ત થયેલાં છે અને તેનું આલેખન ચોખ્ખું, સફાઈબંધ અને સુંદર છે. પણ તે ચિત્રો સાવ સાદાં અને ઓપવિનાનાં છે. કારણ કે તે કાવ્યોમાં આવેશ (emotion) અને કલ્પનાનો પ્રભાવ અને જોર આછાં છે, ભાગ્યેજ તેની અસર જણાતી હશે. તે **બુદ્ધિપ્રાધાન્ય કાવ્યો** છે. તે પરિચિત વિચાર અને ભાવનાને બહુ સુંદર સ્વરૂપમાં અને આકર્ષક રીતે રજુ કરે છે, તેમાં વિચારની ખૂબી અને ગહનતાનું સ્પષ્ટીકરણ સરસ રીતે થએલું માલમ પડે છે. સાદી સમજનો મુખ્યત્વે ઉપયોગ થયેલો હોય છે, અને પરંતુ તે કાવ્ય–ચિત્રો દોરવામાં કલ્પના કે આવેશનો ઝાઝો ઉપયોગ કે મદદ લેવામાં આવતાં નથી. એટલી તે કાવ્યોમાં ન્યૂનતા છે, પણ તે ઉણપતા–તેમના ભાષાલાલિત્યથી, શબ્દોની યોગ્ય પસંદગી અને સુંદરતાથી ઢંકાઈ જાય છે અને તે શબ્દવર્ણન એટલાં બધાં રમ્ય બન્યાં છે, અને તેમની લેખનશૈલી, એટલી શુદ્ધ, સચોટ અને સંસ્કારી છે કે તે આ ન્યૂનતાનો

બદલો પુરતી રીતે વાળી આપે છે, ખરેખર તે એક રસિક અને સંસ્કારી કવિ છે અને તેમનાં કાવ્યો, ઉન્નત વિચાર અને ભાવનું સમર્થન કરે છે અને ઉત્તેજિત કરે છે. તેમના કાવ્યનું સામાન્ય લક્ષણ અને સંદેશો, ઉપર આપેલાં અવતરણો પરથી વાચકે જોઈ લીધું હશે કે, નીતિ ભાવનાની મહત્તા અને શ્રેષ્ટતા દર્શાવવાનો છે અને તે પ્રમાણે જીવનક્રમ રચવાને તેમણે ઠેર ઠેર ઉપદેશ કર્યોછે. જીવન ઉન્નત અને સુખી કરવાને નીતિનું બળ આવશ્યક છે. તે સર્વદા સહાયકર્તા અને ઉપયોગી માલુમ પડે છે. નીતિના, સ્નેહના, દયા અને પ્રભુપ્રેમના ઉપદેશથી અનેક મનુષ્યનાં જીવન સુખી થયેલાં છે, તેજ આશ્વાસન અને શાન્તિ બક્ષે છે અને આ પૃથ્વીને સ્વર્ગ સમાન ઉજ્જવલ અને ઉન્નત કરે છે.

આ જાતના, ઉંચી પ્રતિના અને ઉન્નતિ કરનાર વિચારસાહિત્યનો કોણ સત્કાર નહિ કરે? તે સર્વદા આદર અને પ્રેમપાત્ર છે. તેથી આવું ઉપયોગી અને નીતિભાવનાને પોષનારૂં, કાવ્યસાહિત્ય પ્રજાસમક્ષ સાદર કરવા બદલ **રા. ડાહ્યાભાઈને** ધન્યવાદ ઘટેછે અને આપણે ઇચ્છીશું કે તે સાહિત્ય મોટા પ્રમાણમાં તૈયાર કરવા પ્રભુ તેમને દીર્ઘાયુ આપો.

**હીરાલાલ ત્રિભોવનદાસ પારેખ.**

# Poetry: its tendency and object.

"Its great tendency and purpose is to carry the mind above and beyond the beaten, dusty, weary walks of ordinary life, to lift it into a purer element; and to breathe into it more profound and generous emotion. It reveals to us the loveliness of nature; brings back the freshness of early feeling; revives the relish of simple pleasures; keeps unquenched the enthusiasm which warmed the spring-time of our being, refines youthful love; strengthens our interest in human nature by vivid delineations of its tenderest and loftiest feelings; spreads our sympathies over all classes of society; knits us by new ties with universal being and through the brightness of its prophetic visions, helps faith to lay hold on the future life.

*Dr. Channing.*

# કવિતાની પ્રવૃત્તિ અને હેતુ.

" સામાન્ય જીવનના, હમ્મેશના ખુંદાયલા, ધૂળવાળા, કંટાળા ભરેલા, થકવી નાંખે તેવા માર્ગથી મનને અન્ય માર્ગે, ઉચ્ચતર માર્ગે લઇ જવું, તેને વધારે પવિત્ર સ્થાન ઉપર મૂકવું, તેમાં હૃદયના ગહન અને ત્યાગશીલ ભાવ દાખલ કરવા એ તેની ( કવિતાની ) મહાન્ પ્રવૃત્તિ અને હેતુ હોય છે. પ્રકૃતિની રમણીયતા તે આપણને પ્રદર્શિત કરે છે, તરુણાવસ્થાના ભાવની નવીનતા તે ફરી આણે છે, આપણા જીવનની ભર યુવાવસ્થા ( વસન્તકાલ ) ને ચૈતન્યમય રાખનાર ઉત્સાહને તે પ્રજ્જવલિત રાખે છે, યૌવનના સ્નેહને તે વિશુદ્ધ કરે છે, માનવ સ્વભાવના મૃદુમાં મૃદુ અને ઉન્નતમાં ઉન્નત ભાવનાં આબેહુબ વર્ણન વડે, માનવ સ્વભાવ, જાણવા, સમજવાની, અનુભવવાની આપણી જિજ્ઞાસા, આપણી રસવૃત્તિને તે બળ આપે છે, સમાજના દરેક વર્ગમાં આપણા સમભાવનો તે પ્રચાર કરે છે, જગત્‌ના જીવન સાથે–પ્રભુ સાથે આપણને તે નવીન ગ્રન્થિઓ વડે ગૂંથે છે, પોતાની પ્રશસ્ત ભાવિસૂચક મનઃસૃષ્ટિ વડે ભાવિ જીવનને નિયંત્રિત કરવા શ્રદ્ધાને તે સહાય કરે છે. "

ડૉ. ચૅનિંગ.

# નિવેદન.

“Poetry is the spontaneous emanation of a musical and beautiful soul.

*Wordsworth.*

**ભાવાર્થ:** કવિતા—એ સંગીતની મિઠાશવાળા અને સુન્દર આત્માથી—પોતાની મેળે, યત્ન વગર, સ્વતઃ ઉ-ત્પન્ન થનાર ચીજ છે. **વડઝ્‌વર્થ.**

ભિન્ન ભિન્ન પ્રસંગે અને ભિન્ન ભિન્ન સ્થિતિમાં ઉત્પન્ન થયેલા હૃદયના ભાવ પ્રકટ કરવાની થયેલી પ્રેરણાને પરિણામે, ખરી રીતે મેં મારા પોતાના આ-નન્દ અને સન્તોષ માટેજ, આ કાવ્યો લખ્યાં છે અને તે હું રસિક ગુર્જ્જર વાચકવર્ગ સમક્ષ રજુ કરૂંછું.

માનવ સ્વભાવની રચના જગત્‌માં સર્વત્ર એકજ હોય છે. આથી એકજ વ્યક્તિના હૃદયમાં સ્ફૂરી આ-વતી લાગણીઓ, તેને પ્રકટ થતા વિચારો, અન્ય અનેક વ્યક્તિઓના હૃદયમાં સમભાવ, સહાનુભૂતિ પ્રકટ કરેછે અને લેખક કે વાચક, બન્ને અગર તેમાંનું એક દેશી અગર વિદેશી છતાં લેખકના ભાવ અને રસમાં ઓતપ્રોત થઈ જાય છે. આ રીતે સહૃદય સજ્જન વર્ગમાં, આ સંગ્રહમાંનાં કાવ્ય પ્રત્યે સમભાવ પ્રકટ થશે તો મ્હને સંતોષ થશે.

સાહિત્યના ક્ષેત્રમાં હું કાંઇપણ સન્માનપાત્ર યત્ન કરી શક્યો હોઉં તો તે કેટલેક અંશે **સ્વર્ગસ્થ સરદાર**

બહાદૂર ભોળાનાથ સારાભાઈના કુટુંબ અને બન્ધુ-સમાજના ઉત્કર્ષક સમાગમને લીધે હું કરી શક્યો છું એમ આ સ્થળે મ્હારે કબૂલ કરવું જોઇએ.

આ સંગ્રહમાં પ્રકટ કરવા યોગ્ય કાવ્ય પસંદ કરી આપવા માટે નવીન ગુજરાતી કવિતાના ઉત્પાદક વિદ્વાન્ કવિ રા. રા. નરસિંહરાવ ભોળાનાથ દિવટીયા બિ. એ. સિ. એસ. નો, અવતરણ લખવા માટે, ગુજરાતની સ્ત્રીઓના ઉત્કર્ષ માટે પોતાનું સર્વસ્વ અર્પણ કરનાર આદર્શ સન્નારી, સુગૃહિણી અને સ્વદેશસેવક સૌ. શારદા સુમન્ત મહેતા બિ. એ., એમનો અને કાવ્યપરિચય લખવા માટે, ગુજરાતી અને અંગ્રેજી સાહિત્યના, ગુજરાતના ઇતિહાસના ઉચ્ચ કોટિના અભ્યાસક અને લેખક, ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીના વિદ્વાન્ ઍસિસ્ટંટ સેક્રેટરી રા. રા. હીરાલાલ ત્રિભોવનદાસ પારેખ બિ. એ. નો મારે ઉપકાર માનવો જોઈએ.

મારા સદ્ગત સન્મિત્રો ભાઈ ભોગીન્દ્રરાવ રતનલાલ દિવટીયા અને ભાઈ શિવભાઈ બાપુજીભાઈ જેઓ મારાં કાવ્યો પ્રત્યે અત્યન્ત પ્રીતિ અને પક્ષપાતની દૃષ્ટિએ જોતા, મારાં કાવ્યો મારા કરતાં પણ જેમને વધારે મ્હોંએ હતાં, તેઓ આ સંગ્રહ પ્રકટ થતી વખતે નથી તે ખરેખર ખેદજનક છે.

અમદાવાદ,<br>વિજયાદશમી,<br>વિ. સં. ૧૯૭૫.

**ડાહ્યાભાઈ લક્ષ્મણભાઈ પટેલ.**



સદ્ગુણસંપન્ન ભાઈ પુરૂષોત્તમભાઈ નાથુરામ પટેલ.

A. P. Works

# સ્નેહસમર્પણ.



પ્રિય ભાઈ પુરુષોત્તમભાઈ,

જગત્‌ના પરદુઃખભંજક મહાન્ નરોમાં પ્રતિષ્ઠિત સ્થાન લેવાની સર્વ પ્રકારની યોગ્યતા આપણા કુટુમ્બમાં, ત્‍હમારામાં છે એ જ્ઞાનથી થતા વાસ્તવિક અભિમાન, આનન્દ અને સન્તોષ સહિત, સ્નેહપૂર્વક, આ અલ્પ સંગ્રહ હું ત્‍હમને અર્પણ કરૂં છું.

લિ. શુભેચ્છક ડાહ્યાભાઈ.

# અનુક્રમણિકા.




| કાવ્ય | પૃષ્ઠ |
|---|---|
| રડશો નહિ. ... ... ... ... ... ... | ૧ |
| ભામિનીવિલાસમાંથી. ... ... ... ... | ૨ |
| હું મુજ શાંતિસદન જઉં.... ... ... ... | ૪ |
| સન્નારીનું સ્મરણ. ... ... ... ... ... | ૮ |
| ઉત્તમ શું? ... ... ... ... ... ... | ૧૦ |
| પ્રિયતમાને. ... ... ... ... ... ... | ૧૨ |
| વનલીલા. ... ... ... ... ... ... | ૧૨ |
| જગત્ ... ... ... ... ... ... ... | ૧૪ |
| બાળકનું મરણ. ... ... ... ... ... | ૧૮ |
| વ્યવહારકુશળતા. ... ... ... ... ... | ૧૯ |
| મંગલાષ્ટક. ... ... ... ... ... ... | ૨૦ |
| "ડરશો નહિ." ... ... ... ... ... | ૨૪ |
| પ્રેમપુષ્પમાળા. ... ... ... ... ... | ૨૫ |
| સુન્દર સરિતા. ... ... ... ... ... | ૨૬ |
| "જ્યાં જ્યાં ફરીએ ત્યાં ત્યાં નિવાસ તુજ નજરે પડે રે." ... ... ... ... ... | ૨૮ |
| ક્યમ વીસરેરે. ... ... ... ... ... | ૩૦ |

| કાવ્ય | પૃષ્ઠ |
|---|---|
| પ્રભુનો પ્રેમ. ... ... ... ... ... ... | ૩૦ |
| વિખરાતી બન્ધુસમાજ. ... ... ... ... | ૩૧ |
| "રડીશ ના, વ્હાલી અરે! રડીશ ના." ... ... | ૩૩ |
| "હું પીત લલના પીત મિઠ્ઠાં પાણી તુજ પ્રીતિ થકી." ... ... ... ... ... | ૩૪ |
| ચુમ્બન એટલે. ... ... ... ... ... | ૩૬ |
| જ્ઞાતિમંડળની સ્થાપના સમયે. ... ... ... | ૩૭ |
| પ્રિયતમની ઉમેદ. ... ... ... ... ... | ૪૧ |
| પ્રણયતત્વજ્ઞાન. ... ... ... ... ... | ૪૧ |
| પુષ્પને. ... ... ... ... ... ... | ૪૨ |
| ચારિત્ર્યનો અગ્નિ ... ... ... ... ... | ૪૩ |
| ચિન્તાભરી રાત્રી પછી વસન્તનું એક સ્હવાર. ... | ૪૪ |
| ધર્મપ્રકાશ. ... ... ... ... ... ... | ૪૭ |
| કોયલનો ટહુકો. ... ... ... ... ... | ૫૦ |
| અમારી પર્ણકુટી. ... ... ... ... ... | ૫૧ |
| બ્હેનોને. ... ... ... ... ... ... | ૫૩ |
| ત્વરાએ સર્વ જાગોને.... ... ... ... ... | ૫૬ |
| હું સત્યનો ને સત્ય મ્હારૂં, સત્ય થી "હું" પૂર્ણ રૂહે. ... ... ... ... ... | ૫૯ |
| સંકટમાં સ્ત્રીનું પતિવ્રત. ... ... ... ... | ૬૧ |

| કાવ્ય | પૃષ્ઠ |
| --- | --- |
| નર્મદા કિનારે. ... ... ... ... ... | ૬૪ |
| દિવ્ય પ્રેમ. ... ... ... ... ... ... | ૬૬ |
| પ્રભુનો પ્રેમ. ... ... ... ... ... ... | ૬૭ |
| "કરૂં છું હું સ્મરણ ત્હારૂં." ... ... ... | ૬૮ |
| દીવાળીને દિવસે એક દુઃખી અબળા. ... ... | ૭૦ |
| ધીરાં, મધુરાં પગલાં. ... ... ... ... | ૭૩ |
| માતા પ્રકૃતિને. ... ... ... ... ... | ૭૪ |
| નવીન વર્ષનો સંકલ્પ. ... ... ... ... | ૭૫ |
| બાળકની સુન્દરતા.... ... ... ... ... | ૭૭ |

# હૃદયતરંગ.

## (૧)

## રડશો નહિ.

હરિગીત.

પરહસ્ત નિજ વિસ્તીર્ણ ભૂમિ
  જાય પણ રડશો નહિ,
આશા નિરાશા થાય કદી,
  તો પણ તમે રડશો નહિ;
આ અંગના અવયવ શિથિલ
  સૌ, થાય પણ રડશો નહિ,
અતડા રહે સૌ મિત્ર કદી
  તો પણ તમે રડશો નહિ.

કદી કાળ કૂડો ક્રૂરતાથી
  સ્નેહી છીનવી લઈ જશે.
એ ડર થકી રડશો નહિ,
  રડશો નહિ કો દિન તમે;

પણ પાપ કર્મો જો કરો,
આચાર નિર્મળ નવ રહે,
તો તો રડો, રડશો નહિ
તોપણ કદી રડશો તમે.

---

(૨)

## ભામિનીવિલાસમાંથી.

૧

માલભારિણી.

ન ભીતિ કદી રાહુ રોષ કેરી,
નથા પાણ્ડુત્વ, નથી કલંક કાંઇ;
તવ આનન દિનરાત્રી કાન્તા,
વધતી સર્વ રીતે અકથ્ય શોભા.

૨

કમળાવલિ છે પરૂષ ઝાઝી,
નથી વિસાત મહીં મૃણાલ કાંઇ;
તવ કોમળ અંગ વર્ણવું તો,
ગણું નિઃસાર, વિચાર પલ્લવોનો.

૩

વસન્તતિલકા.

સ્વેદામ્બુ સાન્દ્ર કણથી અતિ શોભી રહેતા,
ગલ્લસ્થળે લટકી કુણ્ડલ જે રહેલાં;
તેથી પ્રશંસ્ય બનતી મદિરેક્ષણાની,
આનન્દ આપતી અનુપમ કાન્ત સ્થિતિ.

૪

કસ્તૂરીનું તિલક સુન્દર ધારી સાંજે,
પ્રાસાદશિખર ચઢી, સ્મિતથી ઉભી રહે;
દે! હે! સખી કુમુદ હર્ષ પ્રફુલ્લ થાવા,
આનન્દરંગ સઘળે પ્રસરિત થાવા.

૫

તે મંજુ, મંદ હસવું, વળી તે નિસાસા,
તે જે કલંકરહિતા, મીઠી મુખમુદ્રા;
તે પુંડરીક સરખાં, પ્રિય નેત્ર સાથે,
અદ્યાપિ આ હૃદય મુજ ભરે પ્રમોદે.

૬

જે વાર વન્દન કર્યું વહુએ પ્રભાતે,
પુત્રિણી થા! ગુરૂજને, કહ્યું શુદ્ધ દિલે;

તે શુણી નાથ અભિમુખ કુલાંગનાએ,
આમોદ આદર ભરી કરી દ્રષ્ટિ પ્રેમે.

૭

પુષ્પિતાગ્રા.

ગુરૂજનભય લાવી ખંચકાતાં
નયન હરિણ મને વિલોકવામાં;
અહહ ! સહજ ઉન્મીલિત રૂડાં,
કમળસમાં નયનો ન વિસરાતાં.

---

( ૩ )

## "હું મુજ શાંતિસદન જઉં."

રૂચિરા.

નમન કરી અભિમાની દુનિયા,
હું મુજ શાંતિસદન જઉં,
તું નહિ મ્હારી, હું નહિ ત્હારો,
તુજને ત્યાગી જતો રહું;
દીર્ઘકાલ હું ભટકયો છું,
અસ્વસ્થ કરન્તા તુજ સમૂહે,

સરિતાની નાની નૌકાએ,
જલધિ પ્રયાણજ મેં કર્યું છે.
આજ એક તું કાલ અન્ય તું;
ક્ષણભર નવ હું સહન કરૂં,
નમનતાઈથી નમન કરી,
અભિમાની દુનિયા જતો રહું;

ધક્કા ખાતા ફીણની માફક,
ઘણો કાલ હું અથડાયો,
હવે ન માનું દુનિયા તુજને,
નમન કરીને આ ચાલ્યો.

મધુરભાષી પણ વૃથા પ્રશંસક,
ઉંચી નજરના લક્ષ્મીપતિ,
વેષધારીઓ સ્વાર્થપરાયણ,
વૈભવવાળા ક્રૂર અતિ;
મરજીરાખું નાના, મોટા,
અમલદાર દેશદ્રોહી,
કુસંપ કરનારા તમને,
નમીને જઉંછું સર્વે છોડી.

જૂઠા, ચાડીના કરનાર
અને દ્વેષી નિંદાખોરો,
શીત હૃદયના લોકો તમને
નમન કરીને આ ચાલ્યો;
માનુષથી ભરપૂર મંદિરો,
રાજમાર્ગ દરબારગૃહો,
આવ જાવ કરનારા તમને,
શિર નામીને આજ જતો.

હું જાઉં મુજ શાંતિસદનમાં,
જે છે સુન્દર ઉપવને,
કોઈ ન જાણે પણ છે સુન્દર,
સ્થાન મનોહર ચિત્ત ગમે;
કુંજોની જ્યાં રચના જાણે,
કરી છ અદ્દભુત કો દેવે,
વિવિધ રંગનાં વિહંગ રૂડાં,
હરે ફરે કંઇ ગાન કરે.

દુષ્ટજનો જ્યાં કદી ન આવે,
વિમળ વૃત્તિઓ જહીં ખુલે,

તેવા નિર્મળ શાન્તિભવનમાં,
ચાલ્યો જાઉં નમી તમને;
ત્યાં રહીને સૌ મનુષ્ય કેરા,
ભપકાને હું હસી કાઢું,
ઇશ્વર કેરી અનુપમ નિર્મળ,
કૃતિ વિચારી મન રાચું.

આ સ્થળમાં કદી સુન્દર તારા,
કદી સુધાકર નિરખતો,
કદી લેતો વિશ્રાન્તિ મધુરી,
વિશાળ તરૂવરતલ બેઠો;
ઉદય પામતા કદી દિનકરનાં,
જીવન આપતાં જે કિરણો,
તિમિર તોડતાં ઉજાશ કરતાં
તે આનંદે અનુભવતો.

સરલ, શાન્ત આ મુજ મંદિરે,
સ્થિતિ ઉન્નત, હું પ્રાપ્ત કરૂં,
મહતા કેરા મદથી છકેલાં
મહારાજ્યને તુચ્છ ગણું;

લોકોના પાંડિત્ય અને
વૈભવની નવ દરકાર કરૂં,
કુંજોમાં ઇશ્વર સંનિધિમાં
પરમાનંદે નિત્ય રહું.

---

(૪)

## સન્નારીનું સ્મરણ.

સાખી સાથે ગઝલ.

સાખી—ચમકે ઘોર ઘને યથા
ઝબક ઝબકતી વીજ,
વ્હાલી ત્હારાં ચમકતાં,
તરલ નયન એ રીત;
ગઝલ—નીતરતાં નેહથી ભીનાં,
મોંઠાં-વળી આ નયનથી તું
અહાહા! શું મૃદુતાએ,
મુદિત કરતી હૃદય મ્હારૂં;
હૃદય બનતું સુધાસિન્ધુ,
ત્વરિત વિકાસ પામીને,

મીઠી આનંદઊર્મિ ત્યાં,
રસે રમતી નવીન રંગે.

સાખી—ચક્ષુ ત્હારાં કદી ધરી,
વિમળ કમળનું રૂપ,
કરતાં સૌ પરિતાપનું
શમન થતું દુઃખ દૂર,

ગઝલ—ઋતુ ગ્રીષ્મે શીતલ વાયુ,
શરીર સન્તાપને લાગે,
શરીર હલકું કરી મનનો,
પીડાકર ભાર ઉતારે;
પ્રસારી સ્ફૂર્તિ તનમનમાં
હિયે સંસ્કારપટ રૂડા
રુચિર મુગ્ધા નજર ત્હારી,
અસર ને ભાવ કરતી આ.

સાખી—લોચન લલિત વિલોકતાં
ચઢતો અંગ સુરંગ.
દૃષ્ટિ પડતાં પલકમાં,
ધસતું મળવા મન;

ગઝલ—ઉછાળા મારતા મનના

ઉમળકે હું તને મળતો,
વિવિધ વિલાસ નિર્ઝરમાં
અલૌકિક સૌખ્યથી ન્હાતો.

ગઇ તું હા! અહા! ગઇ તું,
ગયું સુખ સર્વ તે બાળા,
નહિ ભૂલું, નહિ ભૂલું,
અયિ! સુગુણ ગુણ ત્હારા.

---

( ૫ )

## ઉત્તમ શું ?

હરિગીત.

સંપત્તિ શું ઉત્તમ ગણો,
ઉત્તમ કહો પદ ઉચ્ચને,
મહિમા ગણો અતિ જ્ઞાનને,
ગૌરવ રહે શું બળ વિષે ?
જીવન અધિકું ભવ્ય બનવા,
અન્ય કાંઇ જરૂરનું,

જે ઉન્નતિ આનન્દ આપી,
શ્રેય સાધે આપણું.
બન્ધુ ગણી સહુ મનુજને,
તેના ઉદયને કારણે,
ર્‌હે સતત જાગૃતિ વિષે,
તત્પર નિરંતર જે રહે;
અભિનવ સુધારા યુક્તિ યોજી,
અમલમાં ઝટ લાવી દે,
મૃદુ દિવ્ય તેવા હૃદયમનની,
જગતમાં ઘણી જરૂર છે.
કૃષિકાર કેરૂં ખનિત્ર શું,
કાંઇ ખડ્ગ આગળ ઉતરે?
ઉદ્યોગમાં છે પ્રૌઢતા કે
તે રહે વૈભવ વિષે?
તનમન તણી તલવાર ઘસી,
ચળકાવીને આ વિશ્વમાં;
અંધાર પડદો ચીરવો,
છે તેજ ઉત્તમ જગતમાં.
સંકલ્પ જેના સત્ય ને
દૃઢતા થકી ભરપૂર છે,

પગલાં ભરેલાં જેમનાં,
દૃષ્ટાન્ત લેવા યોગ્ય છે;
જનહિત ને સ્વાતંત્ર્યનાં
કાર્યો કરે ઉત્સાહથી;
કદી દ્વેષથી નિન્દાય તે પણ
છેજ ઉત્તમ સર્વથી.

---

( ૬ )

## પ્રિયતમાને.

દ્રુતવિલમ્બિત.

જગતમાંહિ ભલે ભમતો ફરૂં,
વિવિધ સૃષ્ટિનિરીક્ષણ હું કરૂં;
હૃદય મ્હારૂં નિરન્તર વ્હાલથી,
તુજપ્રતિ વળતું જ ઉમંગથી.

---

( ૭ )

## વનલીલા.

દ્રુતવિલમ્બિત.

નગરના રવથી થઈ વ્યાકુલ,
તજી દઈ સહુ સૃષ્ટિજ માનવ;

હૃદયશૂન્ય બનેલ હું નીકળ્યો,
વન લીલોતરી આગળ આવિયો.

સરવરે જળ નિર્મળ જ્યાં વહે,
જઈ તટે કર્યું સ્થાનક ત્યાંજ મેં;
કુદરતી અતિ સુન્દર સૃષ્ટિને,
નિરખતાં મન હર્ષથી ઊભરે.

લલિત લ્હેર અનિલની આવતી,
શ્રમિત આ મનનો શ્રમ ટાળતી;
થઈ પ્રદીપ્ત ઉમંગ તને મને,
મનડું મારૂં વિચાર રૂડા ધરે.

નગસમાં ઘન શાં ગભીરાં દિસે,
જગ સહુ અહીં શાન્તિનિમગ્ન છે.
કદી સુગાન સમીરનું મંજુલ,
કરતું ભંગ મીઠી તરૂનિંદર.

કદી તીણાં સ્વર તાન ટીટોડીનાં,
કદી અજાશિશુ શબ્દ ગરીબડા;

કદી કદી સ્વર કોકિલના મીઠા,
મધુરી શાન્તિ, માઠી રીત તોડતા.

વિમળ આ જગતે વિભુ સાંભરે,
વિમળ તે સ્મરણે ચિતડું રમે;
વિમળ ભક્તિવિચાર અહીં થતા,
પ્રભુ અને પ્રભુના મહિમા તણા.

---

( ૮ )

## જગત્.

હરિગીત.

ઉન્મત્ત આનન્દે રમન્તાં,
  વ્યર્થ કાલ ગુમાવતાં,
અધિકારથી અભિમાની થઈ,
  જનધર્મ સર્વ વિસારતાં,
નહિ ધારતાં, આ ક્ષણ વિષે,
  કો મરણશય્યાએ પડ્યાં,
કો વિવિધ આધિવ્યાધિથી,
  તનમન થકી નિર્બળ થતાં.

નિર્દય નથી એ ધારતાં,
　કો વસ્ત્રહીન ફરતાં ફરે,
બહુ ટાઢથી કંઈ લોક થર થર
　ધ્રૂજતાં સૃષ્ટિ વિષે;
નિર્દોષ કો આ સમય,
　કારાગૃહતણા બહુ ત્રાસથી,
સત્કાર્ય કરતાં અટકીને,
　બનતાં શિથિલ સૌ સ્મરણથી.

તનમન અને ધનબળમદે,
　અવિચારી થઈ કો ચાલતાં,
વિધવિધ દુરાચાર પથમાં,
　સુખ માની ચાલતાં.
ન વિચારતાં કો શક્તિહીન,
　સાધન વિનાનાં રડવડે,
ભૂખ તરશને વળી,
　ભોળપણનાં દુઃખ વિષે તરફડે.

જન કોઈ કૃપણ, કૃપણતાના
　કીચ મધ્ય સડ્યા કરે,

સંચય કરેલા ધનપ્રતિ,
દૃષ્ટિ કરી સંતુષ્ટ રહે;
વસુ સર્વ તેને પ્રાણ છે,
નથી ભાન કંઇ સ્વપ્રાણનું,
ધનપ્રાણરક્ષણવેદિપર,
બલિદાન દે જીવનતણું.

નવ ભોગવે, નહિ કોઈ દીનનાં;
કષ્ટ અર્થે વ્યય કરે,
ધિક્ કૃપણ, નીચ કદર્યને,
જે સત્પથે નવ વિચરે;
નથી જાણતાં સુમ વાપરે,
પોતે વસુ સન્નિયમે,
સુખ મેળવે પોતે અને,
દુઃખ અન્યનાં ટાળી શકે.

ઉડાઉ મૂકી વિચાર સદસત્,
અન્ધ બની અતિ વ્યય કરે,
જ્યાં જર તણી નહિ જરૂર ત્યાં,
તે આંખ મીચી વાપરે,

વિવેકથી ધનવ્યય કરે,
આનન્દમાં પોતે રહે,
વળી દુઃખ બહુ દીન લોકનાં,
દિલમાં ધરીને દૂર કરે.

નવ હોય પાસે પાઇ પણ
રાજા તણાં ખર્ચો કરે,
વધતા જતા દુનિયા તણા
દુઃખમાં વધારો તે કરે;
જ્યાં ચળકતું ત્યાં જીવ તેનો
લુબ્ધ સત્વર થઈ જતો,
સાધન નહિ પણ વાપરી,
સુખ ને સ્વમાન ગુમાવતો.

અન્યાય, જૂલમ, દુઃખ,
ગરીબીથી જગત્ ઉદ્ધારવા,
પ્રભુની દયા ને ન્યાય કેરા
સ્રોત સુન્દર નિર્મળા,
ધનવાન ને અધિકારી અન્તર,
ઉતરી નહિ અજવાળશે ?

કલ્યાણકર નિજ ધર્મપાલન,
શું જગત્ નહિ શીખશે ?

---

( ૯ )

## બાળકનું મરણ.

હરિગીત.

પ્યાલો જીવનનો નિજ મુખે
આ બાળકે અડકાડિયો.
કટુ લાગતાં કંઈ તેહને,
તેણે મૂક્યો તે વેગળો;
નિર્દોષને આ જગતનો
વાયુ અનુકૂળ નવ થયો,
ત્યાગી તરત આ દુનિયાને
દિવ્ય ધામે પરવર્યો.

---

(૧૦)

## વ્યવહારકુશળતા.*

શિખરિણી.

નથી કહેવાતાં હા !
 અધમ ખલ કર્મો, કુટિલતા,
બહિરાકારે સૌ
 કુચરિત દિસે છે દ્યુતિકલા;
કલા એવી સાધ્યે
 નવલ રીતિએ ભિક્ષુકજનો,
કરે ગાંઠે અર્થો
 જીવન જીવવા સત્ય સમજો.
કર્યે સારા દંભો,
 છળકપટ માર્ગે વિચરતાં,
મળે રાજસ્થાને
 પદ સુખદ, યુક્તિ ચલનમાં,
નહિ ધિક્કારે આ
 પથ અનીતિના ધર્મગુરૂઓ,
અધિકારો પામે
 સહજ ભટ શૂરા, કિતવજો.

---

* સર વૉલ્ટર સ્કૉટ ઉપરથી સૂચિત.

વિચારો આ જાણે,
ગ્રહણ કરી લોકો કૃતિ કરે,
રહી આનન્દે તે
નિપુણ જન નિરંતર ઠરે;
રહે સન્તોષે જે
શુચિ, સરલ શુદ્ધાચરણમાં
પ્રતિષ્ઠા તે ખોઈ
મૂઢવર બને—જોઇ દુનિયાં.

---

(૧૧)

## મંગલાષ્ટક.

જેના નિર્મળ નામથી હૃદયના
સર્વે મળો ન્હાસતા,
જેના મંગલ ધ્યાનથી હૃદયમાં
આનન્દ સૂરો થતા,
જે આ સુન્દર વિશ્વતંત્ર ચલવે,
જે છે દયાસાગર,
તે વિશ્વેશ મહાન આ યુગલને
અર્પો સદા મંગલ.

સર્વે સ્થાન વિષે પ્રકાશ વિમળો
જેનો વિકાસી રહ્યો,
જેનો ન્યાય દયાપથેજ વહતાં,
કિલ્બિષ સંહારતો;
જેનું જ્ઞાન અનંત, શક્તિ પ્રબલા
જે સન્મતિદાયક,
અર્પો તેજ પવિત્રતામય પ્રભુ,
આ દ્વંદ્વને મંગલ.

કન્યા આ સુકુમાર સુન્દર અને
સુશીલ કુલોદ્‌ભવી,
વિદ્યા, નીતિગુણોનું ભૂષણ ધરી,
સ્ત્રીધર્મને જાણતી;
ભક્તિ, પ્રેમ, વિવેક વિનયવતી,
ચિત્તે વળી નિર્મલ,
જાણો ના કદી વિઘ્નને, અનુભવો
સૌભાગ્યનું મંગલ.

સંલગ્ને જયમ આજ છે મૃદુકરો-
નું યુગ્મ જોડાયલું,

યોજાઓ ત્યમ દિવ્ય પ્રેમઘટને
અદ્વૈત આત્મા તણું;
નિત્યે ભક્તિ નીતિ તથા પ્રીતિ તણી
સ્વર્ગીય ને મંજુલ,
વીણા રમ્ય અભિન્ન આ હૃદયની
વાગી કરો મંગલ.

આ સંસારસમુદ્રમાં કદી કદી
તોફાન આવી ચઢે,
કો કો કાલ અનેક વિધ જનને
સંતાપ આવી નડે;
યાચે છે વર ને વધૂ ઉભયનાં
સ્નેહી તણું મંડલ,
રક્ષી, તે સહુ કષ્ટથી પ્રભુ! પૂરો
આ યુગ્મને મંગલ.

સંપત્તિ સમયે વિનીત રહીને
કર્તવ્ય સંભાળવા,
અર્પો હે જગદીશ સન્મતિ રૂડી,
આ દંપતીને સદા;

સેવા દીન જનો તણીજ કરતાં,
આત્મા બનો ઉજ્જવલ,
આ ફૂળાં ફૂલડાં સમાં વરવધૂ
નિત્યે રહો મંગલ.

વ્યોમે આર્ય મહર્ષિમંડલ દિસે,
આ લગ્ન નિહાળતું,
સાધ્વી ભારતની સુપૂજ્ય મહિલા-
નું વૃન્દ હર્ષે ઉભું.
વિશુદ્ધિની પ્રભા મહાત્મજનને
વિકાસજો વિમલ,
આરોપી પ્રીતિ પુષ્પમાલ સુરભિ
નિત્યે કરો મંગલ.

થાઓ પાત્ર રૂડું સરસ્વતી અને
લક્ષ્મીનું આ યુગલ,
થાઓ જીવિત તેમનાં, સુકૃતિનું
ચારૂ મીઠું સંગીત;
યાચીએ દીનતા થકી પ્રભુ અમે,
હે વિશ્વના પાલક,

વર્ષાવો વરકન્યકા જીવનના
માર્ગે સદા મંગલ.

---

( ૧૨ )

## " ડરશો નહિ. "

( આસો માસે શરદ પુન્યમની રાતજો )

ઈશ્વર કેરાં બાળક કદી ડરશો નહિ,
પરમ કૃપાળુ પ્રભુ તમારી પાસ છે;
સ્મરણ થતાં તે કરુણા લાવીને કહે,
બ્હીશો નહિ જરીયે મુજ વ્હાલાં બાલુડાં.

અફળાઓ વિપત્તિના તોફાનમાં,
ગભરાઓ ધારીને કદી બચીશું નહિ;
સંભારો શા માટે ભૂલ કરો તમે,
સર્વેનો પાલક ઈશ્વર તમ પાસ છે.

શોકાવહ કો સમાચાર આવી ચઢે,
પ્રજા ભયંકર યુદ્ધપ્રવૃત્તિમાં પડે;
કદી થાય નિજ દેશ ઉજડ વેરાન જો,
તો પણ ડરતાં ના, ઈશ્વર તમ પાસ છે.

લઈ લે કો જન દુષ્ટ તમારી પાસથી,
ઐહિક ધનસંપત્તિ ને આનન્દ જો;
વિકલ થાવ કદી સ્નેહીના મૃત્યુ થકી,
પણ નવ ડરશો પ્રભુ તમારી પાસ છે.

કદી ભયંકર વ્યાધિ આર્તિ તમને પીડે,
દુષ્ટ કાળ કદી ખ્હોવડાવે તમને ભલે;
પણ ઈશ્વરની કરુણા બદલાતી નથી,
કદી નથી તે ખસતો તમ સામીપ્યથી.

ગ્રહ તારા કદી નિજ પથ ત્યાગીને ફરે,
કદી પ્રલય આ પાપી વિશ્વનો થાય જો;
આ સમયે પણ પ્રભુ તમારી પાસ છે,
કૂહે તમને "આ રહ્યો," જરા ડરશો નહિ.

---

( ૧૩ )

## પ્રેમપુષ્પમાળા.

હરિગીત.

મુજ હૃદય પ્રેમથી ઉદ્ભવી
ખરતાં કુસુમો વીણીને,

ગુંથી પ્રીતે આ પુષ્પમાળા
અર્પું બન્ધુ સ્વીકારજે;
અવિનાશી પ્રેમ ગણાય જો,
અવિનાશી તુજ કુસુમ છે,
વર્ષાવી તે કુસુમ નન્દન,
પ્રેમ નિત્ય વધારજે.

---

(૧૪)

## સુન્દર સરિતા.

હરિગીત.

"સુન્દર સરિતા જળ રૂડાં,
તુજ, કહે મને કયાંથી વહે,
ધીરી ધીરી વિચાર કરતી,
ભ્રમણ કરતી કયાં, કહે";
"મુજ જન્મભૂમિ નગ ઉંચા,
વર્ષા ઉછેરે મૂજને,
નિર્મળ ઝરણ મુજ પારણું,
જડિયું વિવિધ વનસૂનવડે.

દિન એક રમ્ય સ્હવારના,
સટકી બની ઉન્મત્ત હું,
કંઈ અદ્રિકેરી તળેટિઓમાં,
ચાલી રમતી વિવિધ હું;
કંઈ તૃણ સુવર્ણ તણા તટો,
વચ્ચે હું ચાલી વિલાસતી,
કંઈ કુસુમ સાથે, ચૂમતાં જે
મૂજને નિજ અધરથી.

પણ હવે મુજ સુખ ભર્યું,
દ્યુતિમય જીવન પૂરૂં થયું,
મુજ વહન કંઈ નિસ્તેજ પડિયું,
ઉદધિગર્જન સાંભળું;
નદી નામવાળા મુજ જીવનનો,
અન્ત હમણાં આવશે,
સાગર તણી વ્યક્તિ વિષે
આ અલ્પ વ્યક્તિ વિરમશે."

---

(૧૫)

## "જ્યાં જ્યાં ફરીએ ત્યાં ત્યાં નિવાસ તુજ નજરે પડેરે."

("પુન્યમચાંદની"ને મળતો.)

ત્હારો વાસ દિસે ભગવાન
 સ્થળે સ્થળ વિશ્વમાંરે,
ર્‌હેજો તેજ અનુપમ તુજ
 અમ અંતર માંહ્ય,
થાયે પ્રકાશ ઉજળો
 અન્ધકાર જાતાં સહુરે.—
સુન્દર તારક વૃન્દમાં, વિશાળ નભની માંહ્ય,
સરિતાને સાગર વિષે, ત્હારાં દર્શન થાય;
જ્યાં જ્યાં ફરીએ ત્યાં ત્યાં
 નિવાસ તુજ નજરે પડેરે,
દિવસે તેમજ રજની તિમિરમાં
 પણ તુજ ભાસ;
ત્હારૂં સ્મરણ નિર્મળું,
 અમ હૃદયે નિત્યે રહોરે, ત્હારો૦

વિવિધ રંગ આ અવનિમાં, કેવળ અમે અજાણ;
કર પકડી કરૂણા કરી, બતાવજે સન્માર્ગ;
ત્હારા સબલ શરણની
સહાય છે અમને ઘણીરે,
તેનો આશ્રય લઈને
બજાવીયે નિજ ધર્મ;
નિશદિન થાય અમારૂં
ર્‍હેવું સદા તુજ સંગમાંરે. ત્હારો૦

સત્ય, પ્રેમ ને શાન્તિના, રૂડા સુખકર સ્રોત,
વહો વિમળ અમ જીવનમાં, રહો ન ચિત્તે ક્ષોભ;
બની રહી શુદ્ધ, અમારાં હૃદય,
નિત્ય તુજમાં વસોરે,
તજીએ તુજ કરુણા થકી
અહંભાવ વિચાર,
ર્‍હે નવ "તું" "હું"ના કંઇ ભેદ,
એક બનીએ સદારે. ત્હારો૦

---

(૧૬)

## ક્યમ વિસરે રે !

અહા ! ગયો ક્યાં સુગન્ધ સુન્દર
 પ્રણયકુસુમનો આજ,
અહા! પ્રણયસંગીતનો મધુરો,
 મળતો નહિ અવાજ;
 કદી નવ વીસરે રે;
એ સુન્દરતાનાં સુખ સહજ ક્યમ વીસરેરે.

---

(૧૭)

## પ્રભુનો પ્રેમ.

(આસો માસે શરદ પુન્યમની રાતજો-)

વિષમ વિપત્તિ કેરા વસમા કાળમાં,
ગ્લાનિ ગભરાવે આ હૃદય અતીવ જો;
મનતણી વ્યાકુલતા જ્યારે નિવારવા.
પાર્થિવ યત્નો સર્વે નિષ્ફળ જાય જો.

કરતા જ્યારે નાદ સહુ આનન્દના,
વ્યગ્ર અતિશય-ખિન્ન અમારૂં ચિત્ત જો;

કોઈ સ્થળે નવ વિશ્રાંતિ અમને મળે,
પ્રભુ તુજ શરણે અમે આવીએ સર્વ જો.

સર્વ મનુષ્યો તરછોડે અમને યદા,
ભરાઇએ તુજ ઓથે દીન દયાળ જો;
ઉંડા શોક તણા સાગરમાં ડૂબતાં,
સ્મરણ રૂપ તુજ નૌકા થકી તરાય જો.

અન્ધકારમય આ અવનીની ઉપરે,
પ્રકાશ ત્હારો સત્ય સુપથ લઇ જાયજો;
જીવન મરણ ભય ઉપજાવે, યદિ હોય ના,
સન્મતિ પ્રેરક સંરક્ષક તુજ પ્રેમ જો.

---

(૧૮)

## વિખરાતી બન્ધુસમાજ.

શિખરિણી.

પ્રભુ પાસે આવ્યો કઠિન દિન જૂદાજ પડશું,
જુદે જૂદે માર્ગે જીવન તણી યાત્રાજ કરશું;
દયા નિધિ જાણો, બિન અનુભવી બાળક અમો,
સદા દર્શાવીને પથ અભય, સંરક્ષણ કરો.

ભલે કર્તવ્યે આ અમ શરીર જૂદાં કદી પડો,
પરન્તુ આત્માનો સતત શુભ સંયોગજ રહો;
પ્રભુ ! અર્પો બુદ્ધિ, નીતિ અનીતિ જાણી રહી અમે,
તમોને લાગે જે સુકૃતિ પ્રિય હમ્મેશ કરીએ.

નહિ ભૂલાશે હા ! દિન રુચિર તે બાલવયના,
નહોતી જંજાળો, બિનફિકર નિર્દોષ રમતા;
સમાજે ભેગા થૈ, વિવિધ રીત વિનોદ કરતાં,
નહિ ભૂલાશે તે સ્વજનમુખ હમ્મેશ હસતાં.

કદી બન્ધુ કોઈ પીડિત કંઇ આપત્તિથી થતો,
સહુ બન્ધુ કેરો, સમૂહ ઝટ વીંટાઇ વળતો;
અહા ! જ્યારે હાવે સમય સહુ બેસે પ્રણયથી,
નથી ભૂલાવી તે છબિ સુહૃદયની તે સમયની.

પ્રભુ તેવા દેજો દિવસ ફરી આનન્દથી ભર્યા,
અને દેજો તેવી મદદ કરવે સન્મતિ સદા;
રહો આવી રીતે, અમ પ્રણયનો યોગ રુડલો,
અમારા આત્માઓ વિમળ સુખમાં નિત્યજ વહો.

ઉડો ઊંચા ઊંચા, અધિકતર આત્મા અમતણા,
મૂકી આ પૃથ્વીની કલુષમય કાળી મલિનતા;

ફરો વિશુદ્ધિના અતિ સુખદ વાયુ મહિ સદા,
પ્રકાશો, રહો સાથે, નિશદિન પ્રભુની સમીપમાં,

---

( ૧૯ )

## “ રડીશ ના, વ્હાલી અરે ! રડીશ ના. ”

વંશસ્થ—રડીશ ના, વ્હાલી અરે ! રડીશ ના,
તું ખિન્ન તે દેખી દુભાય દિલ આ;
હસું ઉમંગે હું, હસે તું વલ્લભા,
રડે તું તે દેખી રડેજ ચિત્ત આ.

વસન્તતિલકા—અજ્ઞાન અન્ધ સ્વજનો,
તુજને ન જાણે,
શત્રુ અનેક તુજ સદ્દગુણને છૂપાવે;
નિંદા કરી વિવિધ રીત તને સતાવે,
થાવા ન દે સુખી ત્હને તુજને દુભાવે.
ત્હારા ગુણો કદી ભલે જગ ના પ્રમાણે,
થોડાજ જો સુજન સદ્દગુણ તે વખાણે;
સન્મિત્ર સજજન સુગુણ, નહિ ભૂલે તે,
ત્હારો કૃતજ્ઞ પતિ તે કદી ના વિસારે.

વંશસ્થ—ન જાણું સૌ મંગલ ગુણ તાહરા,
પ્રભુ પરન્તુ ગુણ જાણતા બધા;
કદી નહિં સદ્ગુણ તે વિસારશે;
અનેક મીઠાં ફળ આપશે ત્હને.

હરિગીત—સ્વાર્થી અને વિદ્વેષી જન
સદ્ગુણ તુજ નવ જાણતા,
ગભરાઈ શ્યાણી સુન્દરી
તુજ સચ્ચરિત ત્યજીશ ના;
કંઈ કાળ સુધી કષ્ટ તુજને
સહન કરવાનાં થશે,
અન્તે અનન્ત અને અલૌકિક
સૌખ્યમય તુજ દિન જશે.

---

(૨૦)

## "હું પીત લલના પીત મિઠું પાણી તુજ પ્રીતિ થકી."

હરિગીત.

યદિ હોત હું વર્ષાદ બિન્દુ
ને તું કોમળ પાંદડું,

વાદળ વિષેથી આવી તુજ
　ઉર ઉપર આવી વસત હું;
ને લેત વિશ્રાન્તિ તહિં
　મિઠી અનુપમ સુખભરી,
હું ન્હાત તુજને ન્હાત,
　આનન્દે અને ઉત્સાહથી.

તું હોત સુન્દર કમળ ને
　જો ભ્રમર હું વ્હાલી કદી,
તુજ હૃદય આવી રહત હું
　કંઈ ખોળ કરતો તાહરી,
હું ચુસત પ્રેમે ચુસત ત્હારા
　અધરનું મિઠું અમિ,
ને ચુમત તુજને ચુમત હું
　બની હર્ષ ઘેલો સુખ થકી,

જો હોત મૃગ હું મમ પ્રિયે,
　તું હોત નિર્ઝર નિર્મળો,
કાન્તા ! કહે શું કરત હું,
　વિચાર કરતું તેહનો;

નીચો પડીને તુજ કિનારે
તૃણભીને હે! સુન્દરી,
હું પીત લલના, પીત મિઠું
પાણી તુજ, પ્રીતિ થકી.

---

( ૨૧ )

## ચુમ્બન એટલે.

તોટક—પ્રિય ચુમ્બન! ચુમ્બન! એ શું કહો;
કંઈ મર્મ ન જાણું હું તેહ તણો—પ્રિય૦

કાલિંગડાને મળતો—અનુભવ એ છે સુન્દર વ્હાલી,
પંડિત ચુમ્બન જેને કહે,
કાન્તે હે! ચુમ્બન જેને કહે;
તુજ કટિ ભાગે આમ મૂકું હું
મુજ બાહુ મૃદુતાએ કરી,
સામીપ્ય કહે તેને સલુણી;
ઠુમરીને મળતો—મનહર મુગ્ધા, કંઇ બ્હીવું નહિ
પ્રિય સુન્દરી, પ્રેક્ષક કોઈ નથી;
કાલિંગડાને મળતો—ચન્દ્રવદન ચતુરા, હે! ત્હારૂં
મોહિની, લાવ્ય સમીપ જરી,

સુન્દર અનુભવ આ, જો તું પછી.

.........................

હુમરીને મળતો—અંહ્ આ શું—

પ્રિયે! તે ચુમ્બન છે.

---

( ૨૨ )

## જ્ઞાતિમંડળની સ્થાપના સમયે.

( હરિગીત. )

આ છોડ કોમળ જે ક્ષણે,
જે સજ્જનોએ રોપિયો,
ગૌરવભરી તે ક્ષણ તથા
તે સજ્જનોને ધન્ય હો;

જળ રેડિયું ને રેડશે જે
સજ્જનો આ છોડને,
તે સહુ સુજનનું સફળ જીવિત
ધન્ય તેના જન્મને.

સદ્બુદ્ધિ અર્પી ઇશ્વરે,
આ જ્ઞાતિમંડળ સ્થાપવા,

ઉપકાર માને દીન બની
 જગદીશનો જ સમાજ આ;
તે સમય ક્યારે આવશે,
 દર્શાવીશું આપણ બધા,
નિજ ઉચ્ચ સદ્વર્તન થકી,
 તે સન્મતિની યોગ્યતા.
ગૃહ સેવવાથી, હસ્ત જોડયે,
 હસ્તતાલે નહિ બને,
યદિ કમર કશીં ઉદ્યોગ કરશો
 તોજ સર્વે શક્ય છે;
ધરી ધૈર્ય, કરી દુઃખો સહન
 ફરી વિવિધ દેશવિદેશમાં,
શીખશો સહુ વિદ્યાકલા
 ઉત્કર્ષ થાશો સહજમાં.
તનમન તણું નૈર્બલ્ય તજી,
 બળવાન થઇ સૌ બન્ધુઓ,
અજ્ઞાન ને કંઈ ક્ષુદ્ર વ્હેમની,
 સખ્ત તોડો બેડીઓ;

એકત્ર થઇ સૌ ઉન્નતિનાં
 દ્વાર ઠોકો જોશથી,
સદ્વૃત્તિ ને જ્યાં સંપઉદ્યમ
 સ્હાય ઇશ્વરની ખરી.

જઇ તિમિર સર્વે સદ્ય, શુદ્ધ
 પ્રકાશ પ્રસરે જ્ઞાનનો,
કંઇ વિવિધ દુ:ખથી ખિન્ન જનનાં
 હૃદય વિલસે ત્યમ કરો;

શોધો લઇ સહુ સબળ શ્રમ,
 ઉદ્વેગનાં જે કારણો,
વિવેક થકી કરી નાશ ત્હેનો,
 મુખ સહુ હસતાં કરો.

સમજી સહુ નરનારીઓ,
 નિજધર્મ વર્તન જો કરે,
ગ્રહી ઇષ્ટ સૌ સત્પ્રેમથી,
ફેંકી દિયેજ અનિષ્ટને;

ઉન્નત શરીર મન થાય તો,
 ઝટ ક્ષુદ્ર બુદ્ધિ જાય છે,

વહી રગરગે ઉત્સાહ નિર્મળ,
કર્મ રૂડાં થાય છે,

જ્ઞાતિ તણા ઉત્કર્ષના,
સત્કાર્યમાં સજ્જન બધા,
ઉદ્યુક્ત રહો આગ્રહ થકી,
સૌ પક્ષ મૂકી વેગળા;

કો કાર્યમાં કંઇ કારણે,
મતમાં તમે જૂદા પડો,
અન્તર થકી અળગા કદાપિ,
સુજ્ઞજન કદી નવ થશો.

જો ભેદ આપણમાં થયો,
નિર્બળ થઇશું આપણે,
બળવાન અતિ આપણ થશું,
જો સંપવૃદ્ધિ પામશો;

થઇ એક આગળ સહુ ધસો,
હિમ્મત જરા નવ હારશો,

પ્રભુ સર્વ ઇચ્છિત આપશે,
પથ સત્યનો જો પકડશો.

---

( ૨૩ )

## પ્રિયતમની ઉમેદ.

ગઝલ.

જૂએ તું સુન્દરી પેલા મનોહર તારલા સામે,
બનું હું વ્યોમ પણ ઉમેદ મ્હારી કોણ બર લાવે;
કદી હું હોત નભ વિશાલ શોભિત તારકે વ્હાલી,
તને હજ્જાર નયનોએ જુઅત હે! પ્રેયસી મારી.

---

( ૨૪ )

## પ્રણયતત્વજ્ઞાન.*

આસો માસે શરદ પુન્યમની રાત્યજો—એને મળતો.

મનહર સરિતા કેરા સુખકર અંકમાં,
લપાય વેગે વ્હાલથી નિર્મળ નિર્ઝરો રે લોલ;
ગભીર વિશાળા સુંદર સાગરને વિષે,
ત્વરિતા સરિતા ઉત્સાહે જઇને ભળે રે લોલ.

---

* કવિ શેલિના એક સુપ્રસિદ્ધ કાવ્ય ઉપરથી.

અનિલ વ્યોમના, મળે મીઠા આવેશથી,
અવનીપર વસ્તુ કો એકલી રહે નહિ રે લોલ.
મળવું અંગે અંગ અને અન્યોન્યથી,
એવો અનુપમ નિયમ કર્યો છે ઇશ્વરે રે લોલ.
દૃષ્ટિ કરો અદ્રિ ચૂમે આકાશને,
ઉર્મિ પરસ્પર આલિંગે ઉમંગથીરે લોલ.
કુસુમ નહિ નિજ સહચર તરછોડી શકે,
શા માટે હું મળું ન તુજને પ્રેમથી રે લોલ.
દિનમણિ આલિંગે વસુધા આનંદથી,
ચૂમે ચન્દ્રકિરણ રત્નાકર પ્રીતશુ રે લોલ.
પણ આ ચુમ્બન સર્વ દિસે નિઃસારજો,
તું નવ મુજને ચૂમે પરમ પ્રીતિ થકી રે લોલ.

---

## ( ૨૫ )
## પુષ્પને.

તોટક.

લઇ આ કરમાં મૃદુ પુષ્પ ત્હને
ધરૂં અત્ર સમૂલ સમગ્ર ત્હને,
કદી જાણું ત્હને સહુ અંગ થકી,
પ્રભુને, જનને તવ જાણું નકી.

---

( ૨૬ )

## ચારિત્ર્યનો અગ્નિ.

હરિગીત—ગઝલ.

જે ન્હાય સુન્દર ગુલ સરીખા
ચિત્તહારી કપોલને,
જે જન ત્વરાએ મન કુદાવે
જોઇ અધરપ્રવાલને;

નિજ ચિત્તવૃત્તિ કેરો અગ્નિ,
સતત સજીવન રાખવા,
નક્ષત્ર જેવાં નયનમાંથી
સદ્ય ઇન્ધન ઇચ્છતા.

આ અજ્ઞજન નવ જાણતા
એ સર્વ નશ્વર વસ્તુ છે,
કો દિવસ તે સહુ મનુજ કેરો
અગ્નિ બૂઝાઇ જશે;

નિશ્ચલ છતાં મૃદુ મન અને
ઇચ્છા સહુ શાન્તિ ભરી;

કોમલ વિચારો હૃદય મિશ્રિત
પ્રેમ ઇષ્ટ પ્રમાણથી.

આ સર્વ માનવ જીવનમાંહી
અગ્નિ જે ચેતાવતા,
તે અગ્નિ બૂઝાવો નથી,
વિઘ્નો વિવિધ કંઇ આવતાં;

જે સ્થળ વિષે આ દિવ્ય અંશો,
દૃષ્ટિગોચર નવ થતા,
મનહર નયન ને અધર
કાંઇ કપોલ તિરસ્કૃત થતા.

---

( ૨૭ )

## ચિન્તાભરી રાત્રી પછી વસન્તનું એક સ્હવાર.

### દૂધ ને રોટલાની મઝા.

હરિગીત.

નાના લીલા કંઈ લીમડેથી
અનિલ આવે નાચતો,

મુજ તમ ગ્લાનિગ્રસ્ત મનમાં
  શાન્તિ મિઠ્ઠી રેડતો;
શાં સૂર્ય કેરાં કનક રંગે
  કિરણ આછાં શોભતાં,
મુજ મન શરીરને જગવીને
  ચૈતન્ય નૂતન અર્પતાં.
પાંખ્યો પસારી પક્ષીઓ
  હુંફ સૂર્યથી લેતાં હતાં,
મીઠા ગભીર સ્વરે પ્રભુની
  પ્રભાત આરતિ ગજવતાં.
આવી રહેલાં વૃક્ષ લીલાં,
  દૂર ભૂરા વ્યોમમાં,
મુજ નયન ઠારી, હૃદય વળી
  અતિ હર્ષથી ભરતાં હતાં;
તે સમય મુજ ઉર લલિત લલના
  લાવી દૂધને રોટલો,
"લ્યો ખાઓ વ્હાલા ભાવશે
  ખોરાક આ અમ ગરીબનો"

આ વચન વદતાં સ્મિત
સલૂણું સુન્દરીએ જે કર્યું,
નહિ કુશલ કો કવિ ચિત્રકાર
સમર્થ જાણે ચિતરવું.
આ નારી ન્હોતી નગરવાસી
ફીક્કી પાણ્ડુ વર્ણની,
મજબૂત શરીરે ગામડાની
લોહી ભરી મહિલા હતી;
સહવાસ જેનો જીવન અર્પે
જીવન ઉત્સાહે ભરે,
મુખચન્દ્ર જેનો પ્રકટ થઇ
ગ્લાનિતિમિરને સંહરે.
"લાવો પ્રિયા" કહી મેં ઉમંગે
તે લીધાં આનન્દથી,
તે વલ્લભાના વદન હસતા
પાસ બેઠો પ્રેમથી;
કડકો હું ખાઉં રોટલો,
શો સ્વાદ મધુરો લાગતો,

ઘુંટડો પીઉં હું દૂધનો
  જાણેજ હોયે અમિતણો.

કો નગર ગૃહ વિશાલ પણ જ્યાં
  સૂર્ય, વાયુ ન સંચરે,
માનવ તણી જ્યાં કુશળતા,
  સુક્ષ્મીજ દૃષ્ટિએ પડે;
આ સ્થળ કદી પકવાન ખાઓ,
  ને મશાલા જો તમે,
પણ તે સહુ આ રોટલા ને
  દૂધ આગળ તુચ્છ છે.

---

( ૨૮ )

## ધર્મપ્રકાશ.

સવૈયા.

અલ્પ આપણા આ જીવનમાં,
  ભય આશાનો અન્તજ હોય,
અશ્રુપન્થના યાત્રિક આપણ
  વિશ્વ તેમને અન્ય ન કોય;

તો ઉંડા નિશ્વાસ આપણા
કેમ કરીને પડવા બંધ;
ઐહિક વસ્તુ નવ આપણને
યત્કિંચિત્ આપે આનંદ.

અન્ધકારમય કદી આપણું,
આ જીવન વનવગડો હોય,
નિત્ય વાદળાં, ધુમ્મસના
ઉદ્વેગ વિનાનો દિવસ ન કોય;

ઉપર ગર્જના ને તોફાનો
થથરાવે ગભરાવે મન,
સૂર્ય નહિ કો દિવસ પ્રકાશે,
આ ઉદ્વેગ નહિ તોડંત.

અહીં નહિ કો કુસુમ કુમળું,
આવે આપણી દૃષ્ટિમાંહ્ય,
તો ગ્લાનિમય આ અવનીમાં,
ઉમેદ કોને રહેવા થાય;

ગાઢ તિમિર ને જીવત મૃત્યુ,
જ્યાં ત્યાં સઘળે લાગે શોક;

સ્મશાન જેવા આ સ્થળ ર્‌હેવા
કો જનને નવ થાયે લોભ.

શું હોત, કહો છે નક્કી આવું
જીવન આપણું નહિ સંદેહ;
ધર્મતણો જો પ્રકાશ ન્હોયે,
અન્ધકારને તોડે જેહ.

ધર્મ થકી સૌ ઉદ્વેગોનો
વિનાશ થાયે છે તત્કાળ,
દુઃખભર્યું આ વિશ્વ બને છે,
સુખમય ઉજ્જવલ સ્વર્ગ સમાન.

પરમાનંદ અને કંઇ પ્રેમ તણું,
પ્રતિબિંબ સુદીપ્તિમાન્,
સ્વર્ગથકી પડતું આ જગમાં
ધર્મથકી સુખશાન્તિ થાય.

---

( ૨૯ )

## કોયલનો ટહુકો.

( મન માને નહિ સો ફેરા સમજાવું તોય શું થાય.
એ રાગ )

અલિ કોકિલા મિથ્યા મધુરો ટહુકો કાં તું ગુમાવે,
આ વિશ્વવિષે અગણિત સુન્દર વસ્તુ વિરલ પિછાને—

કૃષિકાર ક્ષેત્રથી આ જાયે,
તુજ સ્વરપર નવ તે લક્ષ દિયે,
તું વૃથા સબળ શ્રમ કેમ લિયે—અલિ કોકિલા.
તું બને અધીરી ક્રોધ કરે,
કંઇ વિશેષ બળ કરી રવ ખેંચે,
જડકર્ણ નહીં તે શ્રવણ ધરે;—અલિ કોકિલા.
હું ક્યમ વીસરૂં, સ્વભાવથીજ રહ્યું,
તુજ સૌખ્ય સુગાને,
ટહુકો મિઠ્ઠો હર્ષ થકી,
રસિકો હૃદયે તું રેડે;—
બેકદર ન ત્હારી પિછાન કરે,
કંઠામૃતનો નવ સ્વાદ લહે;
નહિ તે તું ઉપેક્ષા હૃદય ધરે—હું ક્યમ વીસરૂં.

તું અધીરી નહિ, નવ ક્રોધ કરે,
તું વૈર વિના અતિ ઉત્સાહે;
તુજ ગાન ધર્મઅનુરક્ત દિસે—હું કયમ વીસરૂં.

---

## ( ૩૦ )

## અમારી પર્ણકુટી.

( અલબેલી રે અમ્એ માત જોવાને જઈએ—એ રાગ )

શી સુન્દર ને સુખકાર અમારી પર્ણકુટી,
થઇ રહે સ્વર્ગ સંસાર, મલિનતા દૂર બધી;
મંદ વહે જ્યાં ઉજ્જવલ નિર્ઝર,
અભ્ર લઈ ઉત્સંગ રે,
આયુવર્ધક મીઠો વાયુ,
સૂર્ય કરેછે સ્વચ્છ પ્રવેશી પર્ણકુટી,
શી સુન્દર૦

શરીર મનને બાળતી ચિન્તા
રહે આ વાસથી દૂર રે,
ક્લેશ સહુ આવેશભર્યાથી,
સતત રહેછે મુક્ત અમારી પર્ણકુટી.
શી સુન્દર૦

શાન્તિ અનુપમ મળતી અહિંયાં,
મન રહે છે સંતુષ્ટ રે,
પ્રેમ વસે છે સહુને અન્તર,
દેવકૃપાથી પૂર અમારી પર્ણકુટી.
શી સુન્દર૦

કપટ અને કો દુર્બુદ્ધિનો,
નહિ અહિંયાં સત્કાર રે,
પાપ તણો નહિ પ્રવેશ કિંચિત્
એવી પરમ પવિત્ર અમારી પર્ણકુટી.
શી સુન્દર૦

સન્માર્ગે જે ચાલે તેને
આ દુનિયા છે સ્વર્ગ રે,
ઐહિક સુખની ગણના ઓછી,
તેને આપે બોધ અમારી પર્ણકુટી.
શી સુન્દર૦

(૩૧)

## બ્હેનોને.

(મ્હારા વાલમજી હો! હાવાં નહિ જાઉં મહી
વેચવા રે લોલ–એ રાગ)

બ્હેનો અન્તરથી આ
રૂડા વિચાર ન વિસારશોરે લોલ.
માતાપિતાની પ્રીતિ પામવા રે લોલ
થઈ રહેવું સુશીલ સન્તાન;
બ્હેનો અન્તરથી—

આજ્ઞા તેઓની ન ઉલ્લંઘવી રે લોલ,
દેવી સહુ કાર્યમાં સહાય;
બ્હેનો અન્તરથી—

કષ્ટ સહોં જન્મ આપી પોષિયાં રે લોલ,
વિસરવા ન ગુણ અણમૂલ;
બ્હેનો અન્તરથી—

જનની તાત જાણે, મારી પુત્રી છે રે લોલ,
કુટુમ્બનું અનુપમ રત્ન;
બ્હેનો અન્તરથી—

ઉચ્ચ અભિપ્રાય એવો ઇચ્છવો રે લોલ,
પ્રાપ્ત થવા કરવો સુયત્ન;
મ્હેનો અન્તરથી—

નિજ વાણી ને કર્મની મિઠાશથી રે લોલ,
રાખવાંજ સર્વદા પ્રસન્ન;
મ્હેનો અન્તરથી—

ભગિનોઁ બન્ધુ કેરા સ્નેહ શોધવો રે લોલ,
કરી અધમ સ્વાર્થ તણો ત્યાગ;
મ્હેનો અન્તરથી—

સ્નેહ શુદ્ધ જાણીૅ તેઓ હૃદયથી રે લોલ,
સ્થાપશે સદા વ્હાલી મ્હેન;
મ્હેનો અન્તરથી—

શ્વસુર સાસુ માતપિતા જાણીએ રે લોલ,
પતિવ્રતા કેરો એક ધર્મ;
મ્હેનો અન્તરથી—

ગૃહ ખીલવવું જાણે રમ્ય વાટિકા રે લોલ,
હસે જહિં સર્વ કુસુમ છોડ;
મ્હેનો અન્તરથી—

સુશીલતાનાં શુદ્ધ પાણી સીંચવાં રે લોલ,
છોડ એક ના કદી કરમાય;
મ્હેનો અન્તરથી—

શોધવી સુયુક્તિ મ્હેન સર્વદા રે લોલ,
શાથી રહે નિજપતિ પ્રસન્ન;
મ્હેનો અન્તરથી—

શારીરિક શોભા સાથે પહેરવા રે લોલ,
પવિત્રતા રૂપ અલંકાર;
મ્હેનો અન્તરથી—

સર્વ સ્થળે સ્નેહકુસુમ વેરવાં રે લોલ,
છાંટવો આનંદ કેરો રંગ;
મ્હેનો અન્તરથી—

વ્યર્થ સહુ વ્રત નિયમને કર્મ છે રે લોલ,
પાળીએ ન પતિવ્રત ધર્મ;
મ્હેનો અન્તરથી—

વિવિધ પ્રવૃત્તિ ને ઉદય અસ્તમાં રે લોલ.
વિસરવા ન કદી વિશ્વનાથ;
મ્હેનો અન્તરથી—

( ૩૨ )

## ત્વરાએ સર્વ જાગોને.

( રાગઃ મેં દિવાના રામકા મુઝે કોઈ ન છેડો એ-
એને મળતો. )

સુપ્રકાશ થાય પ્રભાતનો, ભાઇ જાગો જાગોને,
સૌ તિમિરનો થઇ નાશ, બ્હેનો જાગો જાગોને;
જાગો જાગોને, સહુ ભાઈ બ્હેન જાગોને—
ત્વરાએ સર્વ જાગોને
પ્રકટતો દેશ ભાવિભાનુ જળહળ જાગો જાગોને—

અન્યાય,* ભય ઉદ્વેગ ને આફત તણાં કાળાં,
ઝઝુમતાં વાદળાં અમ દેશને સંતાપ કરનારાં;
તે તોડી, ભેદી, પૂર્વથીજ પ્રકાશ આવે છે—
અને ચૈતન્ય લાવે છે,
કંઈ સત્ય ને સ્વાતંત્ર્યના દિન સમીપ ભાસે છે—
સુપ્રકાશ થાય પ્રભાતનો, ભાઇ જાગો જાગોને,
સૌ તિમિરનો થઇ નાશ, બ્હેનો જાગો જાગોને-

* જ્ઞાતિનાં પંચ અને પટેલોના, ગૃહસંસારના, સામાજિક તેમ કેટલાક નાના મોટા અમલદારોના.

( ૩૩ )

## " હું સત્યનો ને સત્ય મ્હારૂં, સત્યથી "હું" પૂર્ણ રહો "

હરિગીત.

સત્ય મુજ અંતર વિષે ને
 વચન કર્મ મહીં વસો,
હું સત્યનો ને સત્ય મ્હારૂં,
 સત્યથી "હું" પૂર્ણ રહો,

સત્ય ! આ ભીરૂ હૃદયને
 અર્પ ઉત્તમ ધીરતા,
મુજ જીવન જેથી બની રહે
 તુજ સ્મરણસ્તંભ રૂડો સદા.

સવૈયા.

બહુ કાળ કંઈ લોકો કેરા
 વિચાર વ્હેને પોષાયો,
અન્ય જનોના વિચાર નિયમ
 મ્હારા માની પસ્તાયો;

અધમ શૃંખલા ઘડી બીજાની
તેથી મૂર્ખ હું બંધાયો,
અસહ્ વસ્તુના જુઠા મોહથી
ઠગાઈ બસ! હું કંટાળ્યો.

હરિગીત.

સત્ય મુજ અંતર વિષે ને
વચન કર્મ મહીં વસો,
હું સત્યનો ને સત્ય મ્હારૂં,
સત્યથી "હું" પૂર્ણ રહો,
સત્ય! આ ભીરૂ હૃદયને
અર્પ ઉત્તમ ધીરતા,
મુજ જીવન જેથી બની રહે
તુજ સ્મરણસ્તંભ રૂડો સદા.

સવૈયા.

સત્ય ઉપર મુજ પ્રીતિ હતી પણ
જગત તણા અર્ધા સાચા,
મીઠા મીઠા, મિત્રો કેરા
મોહક શબ્દો શ્રવણ ધર્યા;

નીરસ બોધ ને ક્ષુદ્ર ભાષણો,
તણો દાસ થઇ હું ચાલ્યો,
અર્ધ અધમથી, પૂર્ણ સત્યને
નવ પિછાની અથડાયો.

હરિગીત.

સત્ય મુજ અંતર વિષે ને
વચન કર્મે મહીં વસો,
હું સત્યનો ને સત્ય મ્હારૂં,
સત્યથી "હું" પૂર્ણ રહો;
સત્ય આ ભીરૂ હૃદયને
અર્પે ઉત્તમ ધીરતા,
મુજ જીવન જેથી બની રહે,
તુજ સ્મરણસ્તંભ રૂડો સદા,

---

( ૨૪ )

## સંકટમાં સ્ત્રીનું પતિવ્રત.

( ચાલી ચાલી ગોકુલની બ્રિજનાર કે મહીડાં
વેચવા રે લોલ—એ રાગ; )

જ્યારે સખી સુખના વાયુ વાય
હૃદય હરખાવતા રે લોલ.

દિસે દિન ધનસંપત્તિ પ્રકાશથી
 અતિ રળિયામણા રે લોલ.
જ્યારે સખી સુખશય્યાની માંહ્ય,
 મીઠી નિંદ આવતી રે લોલ.
જ્યારે બ્હેન વૈભવ વેળા
 દુઃખ નથી પીછાનતાં રે લોલ.

નહિ આ ઉજળા દિવસો માંહ્ય,
 પરીક્ષા આપણી રે લોલ.
સખી સહુ સંકટ કેરે સમય
 કસોટી નીકળે રે લોલ.

બ્હેન જ્યારે વાયુ ભયંકર વાય,
 ઘોર ઘન ગાજતાં રે લોલ,
જ્યારે સખી હૃદય ચીરતી વીજળી
 તીક્ષ્ણ ઝબુકતીરે લોલ.

જ્યારે વ્હાલી આફત કેરી
 ઝડીઓ જીવનપર વરસતી રે લોલ.
આવા–બ્હેન–કઠિન કાલની માંહ્ય
 પૂર્ણ પ્રીતિ થકી રે લોલ.

કરી નહિ નિજ દુઃખની દરકાર,
  પતિસુખ શોધીએ રે લોલ.
બ્હેન ત્યારે કિંમત આપણી થાય
  જીવન તવ શોભતું રે લોલ.

પતિ કદી ચિન્તા ને ઉદ્વેગ થકી
  ગભરાયછે રે લોલ.
સતી સ્ત્રી હૈયા સરસો લઇ
  આશ્વાસન આપતી રે લોલ.

લઈ નિજ નાજુક કરમાં
  શિર પતિનું પ્રેમથી રે લોલ.
મુકીને કોમલ ઉર પર,
  શોક નરમ સહુ પાડતી રે લોલ.
દોરી બ્હેન સુખનાં નવલાં ચિત્ર,
  સ્વામી સંતોષતી રે લોલ:
કદી નહિ મળતી ધારી ચીજ
  ઓછું નવ આણુતી રે લોલ.
પતિનો પ્રેમ અમૂલી ચીજ
  બીજું સહુ તુચ્છ છે રે લોલ.

આવી રહે બુદ્ધિ જયારે બ્હેન
સર્વ સ્થિતિ મહીં રે લોલ.

ત્યારે સખી સફળ જીવન આ થાય
આપણું સ્ત્રી તણું રે લોલ.
પ્રભુ વળી થાયે બ્હેન પ્રસન્ન
આવી પ્રીતિ થકી રે લોલ.

---

( ૩૫ )

## નર્મદા કિનારે.

( આવો આવોને મોહનલાલ મોરલીવાળારે-
એને મળતો રાગ )

ગરબી—આનન્દ અલૌકિક અને
છલોછલ પ્રેમ થકી,
મુજ હૃદય આજ ઉભરાય
પતિ સત્સંગવતી;
સાખી—સુન્દર તટ વચ્ચે રૂડાં ધસે નર્મદાનીર
ત્યમ વ્હે મમ અન્તરતણો,
પ્રણયપ્રવાહ રૂચિર;
પતિપ્રીતિ સિન્ધુ ભણી.

ગરબી—લીલા આંબલીયાની ડાળ કોકિલ હીંચે રે,
આ પ્રણયપ્રવાહે ગાન સુધારસ સીંચે રે;

સાખી—સમિર સુરભી, સુસ્નેહથી, સ્પર્શે
તરૂવરડાળ,
હર્ષ થકી ડોલે ઝુકે, શાખા ધરી ઉલ્લાસ;
અંગ સુગર્વ ધરી.

ગરબી—પતિનો ત્યમ નિર્મળ પ્રેમ, પૂર્ણ સુગન્ધે રે
સ્પર્શે ઉર આણી વ્હાલ, ઝૂકું આનન્દે રે.

વિમળ વૃત્તિ અહીં વિકસતી,
ક્ષોભ સકલ રહી દૂર,
વનલીલા લલિતા વિષે,
વહે સ્નેહનાં પૂર; ઉછળતી ઉર્મિ થકી.

વસી હું મુજ વલ્લભમાંહ્ય,
પતિ મુજ અન્તરમાં,
બની રહ્યાં અમે બે એક,
ભળ્યાં પરમાત્મન્‌માં.

---

( ૩૬ )

## દિવ્ય પ્રેમ.

( પ્રેમની પીડા તે કોને કહીએ રે ઓ મધુકર!
પ્રેમની પીડા તે કોને કહીએ–એ રાગ. )

જીવન મધુર પ્રેમ થકી થાયે રે, ઓ સુન્દરી,
જીવન મધુર પ્રેમ થકી થાયે;–
કુસુમનો સુવાસ અને સુન્દરતા દંપતીને,
વ્યર્થ, પ્રીતિ અંતરે ન હોયે રે;—ઓ સુન્દરી૦

લલિત, ગભીર, તરૂતણી ઘટા શીતલ છાંય જો,
હોય હૃદય, ભિન્ન, સુખ ન આપે રે;—ઓ સુન્દરી૦

રમ્ય, વિમળ અંગ, પંખીતણાં મધુર ગાન, કટુ,
યુગલ ચિત્ત ક્લેશથી મુઝાયેરે—ઓ સુન્દરી૦

વિશ્વ તણા સુખવિલાસ, વિષસમાન ઉભય હૃદય,
પ્રણય શુદ્ધ દંપતી ન રાખે રે;—ઓ સુંદરી

વસે સ્નેહ, સ્નેહ સંગ, હસે હૃદય હૃદયથી,
મનુજ સકલ સૌખ્ય, દિવ્ય, પામે રે;–ઓ સુંદરી૦

ચિત્તના વિષાદ, ઉંડા ક્ષોભ સર્વ શ્રમો દૂર,
એક મીઠા પ્રેમસ્મિતે થાયે રે,—ઓ સુંદરી૦

ઉજજવલ પ્રકાશ, આશ, સુખ અને આનંદ શુદ્ધ,
પ્રણયસૂર્ય, સ્થળ સહુ પ્રસારે રે, ઓ સુંદરી૦
રમ્ય સકલ સૃષ્ટિ ભરે, દિવ્ય મીઠા ગાનથી જે,
હૃદય યુગ્મ પ્રીતિથી સુહાયે રે, ઓ સુંદરી૦
પ્રતિતને પ્રભુત્વ દિયે, પ્રણય વિનિમય વિશુદ્ધ,
પ્રણયહીન, દીન દશા પામે રે;—ઓ સુંદરી.

---

( ૩૭ )

## પ્રભુનો પ્રેમ.

( ગઝલ. )

પ્રભુનો પ્રેમ ને શ્રદ્ધા સહુ સંકટ નિવારે છે.
અચલ આ પ્રેમ ને શ્રદ્ધા, અભય ને ધૈર્ય અર્પે છે;
જગત્‌ના ઘોર માર્ગોને, ઉજાળે, આ અચલ શ્રદ્ધા,
સકલ ભય દુઃખ ને સંદેહ તેથી દૂર થઇ જાતાં,
વિષમ દુઃખે દળાતાં ને પીડાતાં દીન હૃદયોને,
પ્રભુનો પ્રેમ ને શ્રદ્ધા નવીન ચૈતન્ય અર્પે છે;
જગતના જુલમને દુઃખોથી મુઝાતાં મનુજોનાં,
જગતના નાથની શ્રદ્ધા, સૂકાવે અશ્રુઓ ઉન્હાં.

દિયો આ દીન આત્માને પ્રભુ આ પ્રેમ ને શ્રદ્ધા,
જગતના ક્ષોભ, તાપો ને તુફાનો ધૈર્યથી સ્હેવા;
જીવનનાં વિષમ વિઘ્નોને દુઃખો ભારે ભયોમાં જે,
ટકાવે ધર્મના પથમાં, અમોને શક્તિ આપો તે;
અતુલ આ પ્રેમ ને શ્રદ્ધા, દિયો સામર્થ્ય હમ્મેશાં,
અમોને, સત્ય, સુખ, સ્વાતંત્ર્યથી નિજ
ભૂમિને ભરવા.

---

( ૩૮ )

## " કરૂં છું હું સ્મરણ ત્હારૂં "

( ગઝલ )

મીઠી મનમોહિની! ત્હારૂં,
સ્મરણ મધુરૂં ન વીસરાયે,
હૃદય મ્હારૂં દિવસ રજની,
પ્રીતિ ત્હારાથી ઉભરાયે;
સાખી—તુજ મુજમાં અન્તર રહ્યું,
યોજન કંઇક હજાર,
કાન્તા! મુજ પ્રીતિનયનથી,
તું નહિ દૂર લગાર.

જગત્ કેરા વિલાસોમાં વિવિધ કોલાહલે, ક્લેશે,
અગમ્યાન્તર ઉલ્લંઘીને, પ્રીતિ ત્હારી હૃદય ભેદે.

સાખી—ચન્દ્ર સહસ્ર સ્મિતોવડે,
રમે રમાથી વિલાસ,
હસે હસાવે, અવનીને,
સ્થલ સ્થલ ભરે પ્રકાશ;
રસિક સુરમ્ય રજની આ, વિલોકું ત્યાં નજર આવે,
અતુલ તુજ ચન્દ્રમુખ હસતું,
લીલા તે સર્વ વિસરાવે;

સાખી—સુન્દર મધુર સુકંઠથી,
દવતાં વિવિધ સુગાન,
શ્રવણ પડે હીલે નહિ,
હૃદયતાર ક્ષણવાર;
મધુર તુજ સંગીતે સ્મિતમાં,
વસ્યું છે આ હૃદય મ્હારૂં,
નહિ દૂર તું, નથી વિસર્યો, કરૂં છું હું સ્મરણ ત્હારૂં.

---

ઉરતાપ કેરાં અશ્રુ ઉન્હાં,
એક અબળા પાડતી.

છલકાતી યૌવનમદ વડે,
સદ્‌ગુણ થકી તે શોભતી,
શ્રી, ધી, તણી એ સુન્દરી પર
વળી અનન્ય કૃપા હતી;

શુભ્ર, ઉજ્જવલ જ્યોતિથી,
મન્દિર અનુપમ ઝળહળે,
આસન બિછાનાં સ્વચ્છ સુન્દર,
સર્વનાં અન્તર ઠરે.

મીઠા પરિમલ, મન્દિરે, ધૉરી
અનિલ લહરી પ્રચારતી,
આનન્દ ઉન્નત અર્થ અહિં,
સામગ્રીની ન્યૂનતા નહિં;

સંયોગ સુખકર સર્વ આ,
કો જીવન આનન્દે ભરે,
પણ, આ બિચારી યૌવનાનું,
હૃદય ઉદ્વેગે રડે.

ત્યાગી અતિ આ રૂપવતી,
  સદ્ગુણી સુશીલાને પતિ,
ભટકે નરાધમ ભ્રષ્ટ, નિર્લજ્જ,
  બેવફા, નિર્દય બની;

પટકાય એ યુવતી તણું,
  અંતર ઉંડા નિશ્વાસથી,
દરકાર નહિ લવ લેશ નિર્દય
  અસુરને તેની જરી.

ઉરઅમિતણા ઉલ્લાસ, સ્ત્રીના
  નવ વહે આનન્દમાં,
જ્યાં કુસુમ સુરભિ, અનેક, મૃદુ,
  કરમાય પ્રીતિ જલવિના;

પરિતાપના ભડકા, હૃદય કુલ-
  અંગનાનાં બાળતા,
સુખ, ઉદય તણી મીઠી મોંઘી આશા,
  સર્વ નિષ્ફળ જાય ત્યાં.

---

(૪૦)

## ધીરાં, મધુરાં પગલાં.

દ્રુતવિલમ્બિત.

રજની સુંદર શાન્ત મીઠી હતી,
પીયુષ કૌમુદી મન્દિર રેલતી;
જગત સૌ શ્રમથી હતું નિદ્રિત,
તરૂણ એક હતો તહિં જાગ્રત.
પડી રહ્યો, સુખનાં અતિ ઉજ્જવલ,
અનુભવે કંઈ સ્વપ્ન મનોરમ;
સમય અલ્પ, જતાં પગલાં ધીરાં,
મધુર, મૃદુ અને પ્રીતિથી ભર્યાં,
સમીપ આવતી પ્રિયતમા તણાં,
અતિ કુતૂહલ હર્ષથી સાંભળ્યાં.

* * *

શું નવ આ પદ મંગલ સાંભળ્યાં?
હૃદય ઉત્સુક ના ધડકયું કદા?
નહિ કદી ઉરસ્નેહ વડે મળ્યાં?
પ્રીતિ વિનિમય કો દિન ના થયા?

* * *

શ્રવણ ના પડિયાંજ અભાગીને,
મૃદુલ આ પદ નીરવ રાત્રીએ.

---

(૪૧)

## માતા પ્રકૃતિને.

( રાગ—વાગે વૃન્દાવનમાં વાંસળી રે, ઉભો
ઉભો વગાડે ક્હાન—એને મળતો. )

જગત્‌ના વિવિધ વિષાદે
 હારી અન્તે આવ્યો ત્‍હારી પાસ,
મૃદુ તુજ સુખકર અંકે,
 આપ્ય, દયાળુ માતા મુજને સ્થાન;
ચન્દ્ર સુરજના પદની મુજને
 લેશ નહિ દરકાર
સ્થળ તમ સમીપે અર્પો, મા, જ્યાં
 અનિલ મધુરા વાય; જગત્‌ના.
સુન્દર વન ઉપવનની મધુરી
 શીતલ લહરી માંહ્ય,
જગથી ભિન્ન રહી જનસેવા
 કરવા ઈચ્છા થાય; જગત્‌ના.

ચાહું શિષ્ય અને બાળકપદ,
રહેવું ત્હારી પાસ,
તુજ કાનન સુન્દર મન્દિરે
પ્રભુનાં દર્શન થાય; જગત્‌ના.
રાજ્ય જગતનું ચિન્તા કેરૂં
દાસપણું નિઃશંક,
એની ન મુજને લેશ અપેક્ષા,
શોધું તુજ ઉત્સંગ; જગત્‌ના.

---

(૪૨)

## નવીન વર્ષનો સંકલ્પ.

( આજ શ્યામ મોહે લીની બાંસરી બજાય'
કે–એને અનુસરતી ચાલ. )

આજ રમ્ય નવીન વર્ષ દિવસ પ્રિય સુહાવે રે,
હિંદ બાળ, થાળ હૃદય મોતી ભરી વધાવે રે–આજ૦
જાગ્રત સહુ આર્ય વીર,
તજો ગાઢ ગ્લાનિતિમિર,
દેશ ઉદય કાજ આજ,
ત્વરિત સજ્જ થાઓ રે—આજ૦

વિશ્વ મહા પ્રજા માંહ્ય,
હિંદ માતને ન સ્થાન,
પ્રાપ્ત થાય પદ સમાન,
એ સુલક્ષ્ય ધારો રે—આજ૦

શ્રી સરસ્વતીપ્રચાર,
કરી સકલ દેશ માંહ્ય,
પુત્રધર્મ ધારી હૃદય,
માતને ઉદ્ધારો રે—આજ૦

અખિલ, વિમલ હિન્દ હૃદય,
ઐક્યવાદ્ય વાજો મધુર;
દ્વેષ, ક્લેશ કરી દૂર,
બન્ધુતા વધારો રે—આજ૦

માતૃભૂમિ પુનિત ચરણ;
અર્પનાર સકલ જીવન;
ધીર ને અડગ નૃસિંહ,
વીર પ્રકટ થાઓ રે—આજ૦

ધસો ધારી ઐક્ય, અભય-
અસ્ત્ર તેજ, તીક્ષ્ણ, સબલ;

વિખરી સર્વ વિઘ્ન વિષમ,
સદ્ય વિજય થાશે રે—આજ૦

---

(૪૩)

## બાળકની સુન્દરતા.

હરિગીત.

મૃદુ, મધુર રવથી સરતી સરિતાનાં
સુગીત બહુ સાંભળ્યાં,
કોકિલ તણા મંજુલ મીઠા
ટહુકા અમે બહુ સાંભળ્યાં,
દિલ હલવનારાં વાદ્ય, મુરલી,
બંસરી બહુ સાંભળ્યાં,
બાળક તણાં મધુરાં વચનની
વિરલ, તેમાં નહિ મઝા.

જોયાં મનોહર, સુમન સુન્દર
સ્મિત મીઠાં કરતાં અમે,
મૃદુ હાસ પેલા નિપુણ વંચક,
વિધુ તણાં દીઠાં અમે.

કંઈ સુન્દરીનાં રમ્ય વદને
શુભ રમે જોયાં અમે,
નિર્મળ, અલૌકિક ને મીઠાં
શિશુહાસસન્મુખ ક્ષુદ્ર તે.

કો દિવ્ય, મંગલ ભૂમિના
ભણકાર માધુર્યે ભર્યાં,
બાલકતણાં કાલાં અને
કોમલ વચન સ્મિત લાવતાં,

સ્મિત, શબ્દ સુન્દર, સુહૃદમાં,
સદ્‌ભાવ ને પ્રકટાવતા,
વિકસિત પ્રફુલ્લ, બનાવી આન્તર
જીવનને અજવાળતા.





# કાવ્યની પ્રથમ પંક્તિ પ્રમાણે અનુક્રમ.

પૃષ્ઠ.


અલ્પ આપણા આ જીવનમાં ભય
આશાનો અન્તજ હોય. ૪૭
અલિ કોકિલા મિથ્યા મધુરો ટહુકો કાં તું ગુમાવે. ૫૦
અહા! ગયો ક્યાં સુગન્ધ સુન્દર, પ્રણય કુસુમનો આજ. ૩૦
આ છોડ કોમલ જે ક્ષણે જે સજ્જનોએ રોપિઓ. ૩૭
આજ રમ્ય નવીન વર્ષ દિવસ પ્રિય સુહાવે રે. ૭૫
આનન્દ અલૌકિક અને છલોછલ પ્રેમ થકી. ૬૪
ઈશ્વિર કેરાં બાલક કદી ડરશો નહિ. ૨૪
ઉન્મત્ત આનન્દે રમન્તાં વ્યર્થ કાલ ગુમાવતાં. ૧૪
ચમકે ઘોર ઘને યથા ઝબક ઝબકતી વીજ... ૮
જગ સકલ કેરાં આજ અન્તર પૂર્ણ આનન્દે દિસે. ૭૦
જગત્‌ના વિવિધ વિષાદે હારી અન્તે આવ્યો ત્હારી પાસ. ૭૪
જગત્‌માંહિ ભલે ભમતો ફરે. ૧૨
જીવન મધુર પ્રેમ થકી થાયે રે, ઓ સુન્દરી. ૬૬
જે ન્હાય સુન્દર ગુલ સરીખા ચિત્તહારી કપોલને. ૪૩
જેના નિર્મળ નામથી હૃદયના સર્વે મળો ન્હાસતા. ૨૦
જૂએ તું સુન્દરી પેલા મનોહર તારલા સામે. ૪૧
જ્યારે સખી સુખના વાયુ વાય, હૃદય હરખાવતા રે લોલ. ૬૧
ત્હારો વાસ દિસે ભગવાન સ્થળે સ્થળ વિશ્વમાં. ૨૮
નગરના રવથી થઈ વ્યાકુલ. ૧૨

નથી કહેવાતાં હા ! અધમ ખલ કર્મો, કુ
ન ભીતિ કદી રાહુ રોષ કેરી.
નમન કરી અભિમાની દુનિયા હું મુજ શાંતિ
નાના લીલા કંઈ લીમડેથી અનિલ આવે
પરહસ્ત નિજ વિસ્તીર્ણ ભૂમિ જાય પણ
પ્રભુનો પ્રેમ ને શ્રદ્ધા સહુ સંકટ નિવ
પ્રભુ પાસે આવ્યો કઠિન દિન જૂદા
પ્રિય ચુમ્બન ! ચુમ્બન ! એ શું કહે
પ્યાલો જીવનનો નિજ મુખે આ બાળ
જ્હેનો અન્તરથી આ રૂડા વિચાર ન
મનહર સરિતા કેરા સુખકર અંકમ
મીઠી મનમોહિની ત્હારૂં સ્મરણ મધુ
મુજ હૃદયપ્રેમથી ઉદ્‌ભવી ખરતાં
મૃદુ મધુર રવથી સરતી સરિતાનાં સુ
યદિ હોત હું વર્ષાદબિન્દુ ને તું
રજની સુન્દર શાન્ત મીઠી હ
રડીશ ના, વ્હાલી, અરે રડીશ
લઈ આ કરમાં મૃદુ પુષ્પ ત
વિષમ વિપત્તિ કેરા વસમા
શી સુન્દર ને સુખકાર અમ
સત્ય મુજ અન્તર વિષે ને વચ
સુન્દર સરિતા જળ રૂડાં તુજ ક
સુપ્રકાશ થાય, પ્રભાતનો ભાઇ
સંપત્તિ શું ઉત્તમ ગણો, ઉત્તમ

નથી કહેવાતાં હા ! અધમ ખલ કર્મો, કુટિલતા ૧૯
ન ભીતિ કદી રાહુ રોષ કેરી. ૨
નમન કરી અભિમાની દુનિયા હું મુજ શાંતિ સદન જઉં. ૪
નાના લીલા કંઈ લીમડેથી અનિલ આવે નાચતો. ૪૪
પરહસ્ત નિજ વિસ્તીર્ણ ભૂમિ જાય પણ રડશો નહિ. ૧
પ્રભુનો પ્રેમ ને શ્રદ્ધા સહુ સંકટ નિવારે છે. ૬૭
પ્રભુ પાસે આવ્યો કઠિન દિન જૂદા જ પડશું. ૩૧
પ્રિય ચુમ્બન ! ચુમ્બન ! એ શું કહો? ૩૬
પ્યાલો જીવનનો નિજ મુખે આ બાળકે અડકાડિયો. ૧૮
બ્હેનો અન્તરથી આ રૂડા વિચાર ન વિસારશોરે લોલ. ૫૩
મનહર સરિતા કેરા સુખકર અંકમાં. ૪૧
મીઠી મનમોહિની ત્હારૂં સ્મરણ મધુરૂં ન વીસરાયે. ૬૮
મુજ હૃદયપ્રેમથી ઉદ્‌ભવી ખરતાં કુસુમો વીણીને. ૨૫
મૃદુ મધુર રવથી સરતી સરિતાનાં સુગીત બહુ સાંભળ્યાં. ૭૭
યદિ હોત હું વર્ષાદબિન્દુ ને તું કોમળ પાંદડું. ૩૪
રજની સુન્દર શાન્ત મીઠી હતી. ૭૩
રડીશ ના, વ્હાલી, અરે રડીશ ના. ૩૩
લઈ આ કરમાં મૃદુ પુષ્પ ત્હને. ૪૨
વિષમ વિપત્તિ કેરા વસમા કાળમાં. ૩૦
શી સુન્દર ને સુખકાર અમારી પર્ણકુટી. ૫૧
સત્ય મુજ અન્તર વિષે ને વચન કર્મ મહીં વસો. ૫૯
સુન્દર સરિતા જળ રૂડાં તુજ કહે મને ક્યાંથી વહે. ૨૬
સુપ્રકાશ થાય, પ્રભાતનો ભાઇ જાગો જાગોને. ૫૬
સંપત્તિ શું ઉત્તમ ગણો, ઉત્તમ કહો પદ ઉચ્ચને. ૧૦

નથી કહેવાનાં ના ! અધમ ખલ કર્મો, કુટિલના ૧૯
ન ભીતિ કહીં શત્રુ રોગ કેરી. ૨
નમન કરી અભિમાની દુનિયા હું મુજ શાન્તિ સદન જઉં. ૪
નાના લીલા કુંજ લીમડીથી અનિલ આવે નાચતો. ૪૪
પરહરત નિજ વિસ્તીર્ણ ભૂમિ જય પામ્યુ રહશો નહિ. ૧
પ્રભુનો પ્રેમ ને શ્રદ્ધા સહુ સંકટ નિવારે છે. ૬૭
પ્રભુ પાસે આવ્યો કઠિન દિન જુદા જ પડવું. ૩૧
પ્રિય ચુમ્બન ! ચુમ્બન ! એ શું કહો ? ૩૬
પ્યાલો જીવનનો નિજ મુખે આ બાળકે અડકાડિયો. ૧૮
બ્હેનો અન્તરથી આ રૂડા વિચાર ન વિસારશો રે લોલ. ૫૩
મનહર સરિતા કેરા સુખકર અંકમાં. ૪૧
મીઠી મનમોહિની ત્હારૂં સ્મરણ મધુરૂં ન વીસરાશે. ૬૮
મુજ હૃદયપ્રેમથી ઉદ્ભવી ખરતાં કુસુમો વીણીને. ૨૫
મૃદુ મધુર સ્વરથી સરતી સરિતાનાં સુગીત બહુ સાંભળ્યાં ૭૭
યદિ હોત હું વર્ષાદબિન્દુ ને તું કોમળ પાંદડું. ૩૪
રજની સુન્દર શાન્ત મીઠી હતી. ૭૩
રડીશ ના, વ્હાલી, અરે રડીશ ના. ૩૩
લઈ આ કરમાં મૃદુ પુષ્પ ત્હને. ૪૨
વિષમ વિપત્તિ કેરા વસમા કાળમાં. ૩૦
શી સુન્દર ને સુખકાર અમારી પર્ણકુટી. ૫૧
સત્ય મુજ અન્તર વિષે ને વચન કર્મ મહીં વસો. ૫૯
સુન્દર સરિતા જળ રૂડાં તુજ કહે મને ક્યાંથી વહે. ૨૬
સુપ્રકાશ થાય, પ્રભાતનો ભાઇ જાગો જાગોને. ૫૬
સપત્તિ શું ઉત્તમ ગણો, ઉત્તમ કહો પૂર્ણ નિશ્ચયને.

---